# તકવાની હકીકત

લે. મૌલાના અમીન-હસન ઈસ્લાહી (રહ.)

• અનુવાદ •
મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

ઇસ્લામી આસ્થા અને માન્યતા સાથે સંબંધિત વિષયોના સંદર્ભમાં આ ચોથું પુસ્તક છે.

'તકવા' અરબી ભાષાનો શબ્દ છે. કુર્આન-મજીદ અને હદીસોમાં અનેક જગ્યાએ આ શબ્દ પ્રયુક્ત થયો છે.

ગુજરાતી પરિભાષા અને ધાર્મિક પરિપ્રેક્ષ્યમાં 'તકવા માટે સંયમ, ઈશભય, ધર્મનિષ્ઠા કે ઈશનિષ્ઠા વગેરે શબ્દો વપરાય છે; જેને અંગ્રેજીમાં Godliness, God-fearing અને Pious કહી શકાય. આમાં 'સંયમ'નો અર્થ નિગ્રહ (Restraint, Controlled), ઇન્દ્રિયનિગ્રહ (Control over the Senses) અને નિયંત્રણ કે સંયત (Having controlled mind and passions) થાય છે. એ જોતાં સંયમી વ્યક્તિ એટલે એવી વ્યક્તિ જેનો પોતાના મન ઉપર, મનની તીવ્ર લાલસા અને મોહ ઉપર તથા મનેચ્છા પર કાબૂ હોય. ઈશ્વર કે અલ્લાહ પ્રત્યે નિષ્ઠા રાખવા અને તેને વફાદાર રહેવાને ઈશનિષ્ઠા કહેવાય, અને જીવનના દરેક મામલામાં અલ્લાહથી એવો ભય રાખવો કે વ્યક્તિ એ વાતનો હંમેશા વિચાર કરે કે મારું કૃત્ય અલ્લાહની મરજી વિરુદ્ધ તો નથી ને, તેને નારાજ તો નહીં કરે ને, આવી અનુભૂતિ કે ભાવનાને 'ઈશભય' કહી શકાય.

'તકવા' શબ્દથી તેનું નામવાચક 'મુત્તકી' બને છે, અર્થાત્ તકવા રાખનાર. મૂળભૂત રીતે ઇસ્લામી પરિભાષા હોવા છતાં 'મુત્તકી' શબ્દ હવે મુસ્લિમ સમાજમાં પણ વ્યક્તિના બાહ્ય દેખાવને જોઈને, ક્યારેક તેની વાતચીતને સાંભળીને, ક્યારેક તેના પહેરવેશને જોઈને તેના માટે વપરાવા લાગ્યો છે.

જ્યારે કે 'તકવા' ખરેખર તો 'તૌહીદ'નો એક મુખ્ય અંશ છે. ઇસ્લામનો અભ્યાસ કરતાં જાણવા મળે છે કે ઈમાન અને ઇસ્લામનું લક્ષ્ય અને તમામ અંબિયાએ કિરામ અલૈ.ના સંદેશનું કેન્દ્ર-બિંદુ 'તકવા' છે. ઇસ્લામી શિક્ષાઓનો ઉદ્દેશ્ય જ એ છે કે માનવી પોતાના સમગ્ર જીવન દરમ્યાન વાસ્તવમાં અલ્લાહના આદેશોને અનુસરનારો બને, જીવનમાં દરેક મામલાઓમાં ડગલે-ને-પગલે તેનો આજ્ઞાપાલક બનીને રહે અને

પોતાના વાણી અને વર્તનમાં હંમેશા અલ્લાહના પ્રેમ અને ડરને પોતાની નજર સમક્ષ રાખે.

આ રીતે જોતાં, તકવા વિશે નાની-સરખી પણ ગેરસમજ ઇસ્લામ અને ઈમાનના ઉદ્દેશ્યને જ બદલી નાખે છે અને વ્યક્તિ ઈમાનવાળો હોવા છતાં પથભ્રષ્ટતાના અંધકારમાં અટવાઈ શકે છે.

પ્રસ્તુત પુસ્તકમાં વિદ્વાન લેખકે 'તકવા' અંગેની તમામ વાતોને સુંદર અને સરળ રીતે આવરી લીધી છે; જેનાથી, જો વાચકને તકવા વિશે કોઈ ગેરસમજ હોય તો તે દૂર થઈ શકે છે અને તેના વિશેનો ખ્યાલ સ્પષ્ટ થઈ શકે છે. લેખકે 'તકવા' અને તેનાથી સંબંધિત વાતોને ખૂબ જ વિગતવાર અને દલીલસભર શૈલીમાં રજૂ કરી છે.

—: પ્રકાશક :—

**ડૉ. શકીલ અહમદ**

ચેરમેન, ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત

# પ્રસ્તાવના

અહીં કેટલાય વખતથી એક પછી એક એવી વાતો અમારી જાણકારીમાં આવતી ગઈ, જેનાથી એ અનુમાન કરવાની તક મળી કે 'તકવા' શબ્દ, પોતાનાથી સંબંધિત વાતો અને અનિવાર્યતાઓની સાથે આજે જે રીતે બોલવામાં આવે છે, આ સંબંધિત વાતો અને અનિવાર્યતાઓ, આમ તો તેની અસલી અને પાયાની વાતો નથી, પરંતુ હવે સામાન્ય લોકોના મન ઉપર તેનો એવો પ્રભાવ ઊભો થઈ ગયો છે કે તેનાથી અલગ કરીને આ શબ્દનો તેના અસલી અર્થમાં ઉપયોગ કરવો કોઈ આસાન કામ રહ્યું નથી. દેખીતી રીતે તો આ માત્ર એક શબ્દ સંબંધે ગેરસમજનો મામલો છે, જેના માટે સહેજ પણ કાળજી રાખવી જરૂરી નથી લાગતું, પરંતુ હકીકતની રીતે આ મામલો ખૂબ જ અગત્યનો છે.

તકવા વાસ્તવમાં સમગ્ર શરીઅતનો હેતુ, તમામ વહી અને જે કંઈ નાઝિલ (અલ્લાહ તરફથી અવતરિત) થયું છે તેનો ઉદ્દેશ્ય અને અંબિયાએ કિરામ અલૈ.ના સંપૂર્ણ સંદેશ અને બોધનું કેન્દ્ર રહેલ છે. તેના કારણે તેનાથી સંબંધિત મામૂલી ગેરસમજ પણ અનેક ગેરસમજોનો દરવાજો ખોલી શકે છે.

તેના વિશે આપણી માન્યતા કે કલ્પનાનું ખોટું હોવાનું પરિણામ એ હોઈ શકે છે કે આખા દીન વિશે આપણા દૃષ્ટિકોણ અને આપણા દીની કાર્યોનું લક્ષ્ય જ ખોટું થઈ જાય. તેના લીધે સખત જરૂરત છે કે કુર્આન અને સુન્નતમાં આ શબ્દ જે અર્થ માટે વપરાયો છે, તેને સ્પષ્ટ કરવામાં આવે અને વિભિન્ન જમાઅતો (સમૂહો)એ પોતાના માહોલની પરંપરાઓથી પ્રાપ્ત કરીને જે અનિવાર્યતાઓ તેના સાથે ચિપકાવી દીધી છે, તેને દૂર કરવામાં આવે. આ કોશિશનો એક ફાયદો તો એ થશે કે જે વસ્તુ તમામ પ્રકારની દીનદારીમાં તેનો આત્મા છે, તે સ્પષ્ટ થઈને સામે આવી જશે અને સત્યનો પ્રત્યેક અભિલાષી કોઈપણ પ્રકારના સંદેહ અને સંકોચ વગર તેના માટે પ્રયાસ કરી

શકશે. બીજો ફાયદો એ થશે કે તકવાને માપવાનું જે માપદંડ આજે પ્રચલિત બની ગયેલ છે અને જેના મતભેદના કારણે સ્વયં તકવાની ઓળખ અને સ્વરૂપો અલગ થઈ ગયા છે તે નાબૂદ થઈ જશે, અને કુર્આન અને સુન્નતનું એ સાચું માપદંડ આપણા સામે આવી જશે, જે દરેક વસ્તુને માપવાનું અસલી માપદંડ છે.

**અમીન-હસન**
૧ માર્ચ, ૧૯૪૭

# તકવાની હકીકત - કુર્આનના પ્રકાશમાં

## તકવા વિશે ખોટી ધારણાઓ

આજે જે પ્રસંગે 'તકવા' શબ્દનો ઉપયોગ થાય છે, અથવા જે લોકોને 'મુત્તકી' સમજવામાં આવે છે, જો તેનું વિશ્લેષણ કરીને તેનું સામાન્ય મૂલ્યાંકન કરવામાં આવે તો તકવા વિશે કેટલીક વાતો અનિવાર્યપણે સામે આવશે; જેમ કે - તકવા એવો દરજ્જો છે જેના માટે શરીઅતનું અનુસરણ અને અલ્લાહે નિર્ધારિત કરેલ હદોની કાળજી રાખવા માટેના પ્રયાસો ઉપરાંત કંઈક બીજું પણ અપેક્ષિત છે અને આ 'કંઈક બીજું' એટલું મહત્ત્વ ધરાવે છે કે તેના સામે શરીઅતની અનિવાર્યતાઓ અને હદો તેમજ તેની સ્થાપના અને રક્ષાની જવાબદારીઓ ખૂબ જ ગૌણ બની ગઈ છે. તમને ઘણાં એવા લોકો મળશે, જેમની બધી જ બૌદ્ધિક અને વ્યવહારિક શક્તિઓ એવા કાર્યોમાં વપરાઈ રહી છે, જે ન માત્ર એ કે અલ્લાહ અને તેના રસૂલની શરીઅતની દૃષ્ટિએ તેનું કોઈ મૂલ્ય નથી, બલ્કે આ કાર્યોની સફળતા અને વિકાસ અલ્લાહ અને રસૂલના દીનના પતન અને બરબાદી કરવા જેવું છે; તેમ છતાં તેમના તકવામાં કોઈ ખોટ કે દોષ નથી આવતો અને તેઓ પોતાના આ 'કંઈક બીજું'ના કારણે યથાવત 'મુત્તકી' બની રહલાં છે, બલ્કે નિરંતર 'તકવા'ના એક પછી એક દરજ્જાઓ અને સ્થાનોમાં પ્રગતિ કરી રહ્યા છે.

એ જ પ્રમાણે તકવાની અનિવાર્યતાઓમાં એ વાત પણ સમજવામાં આવે છે કે તેની પ્રાપ્તિ કોઈક સાહબે નિસ્બત (જેનો અલ્લાહ સાથે વિશિષ્ટ સંબંધ હોય અને જેની સાથે સત્સંગ કરી શકાય એવા) બુઝુર્ગથી બૈત (શપથ) અને વિશ્વાસ વિના સંભવ નથી અને આ વસ્તુ એટલી જરૂરી સમજવામાં આવે છે કે જો કોઈ વ્યક્તિ કોઈ ખાનકાહ (મઠ, આશ્રમ કે પવિત્ર સ્થાન)ની સનંદ પ્રાપ્ત કર્યા વિના લોકોને અલ્લાહ અને તેના રસૂલે બતાવેલ વાતો શિખવાડવાનું અને બતાવવાનું શરૂ કરી દે, તો લોકોની નજરમાં આ વાત એ રીતે ખટકવા લાગે છે, જાણે કોઈ મેડિકલની સનંદ પ્રાપ્ત કર્યા વિના કોઈ વ્યક્તિ શહેરમાં રોગીઓનો ઇલાજ શરૂ કરી દે; બલ્કે એક ઊંટવૈદ, જો તેના ઇલાજથી લોકોને ફાયદો થઈ રહ્યો હોય તો તેને ધીમે-ધીમે સહન કરી લેવામાં આવે છે; પરંતુ

ઈસ્લાહે નફ્સ (આત્મિક સુધારણા) અને તઝકિયએ અખ્લાક (ચરિત્રની શુદ્ધતા) પર ખાનકાહના માલિકોનો એવો ઈજારો છે કે તેમની સનંદ વગર કોઈ વ્યક્તિ આ કામને લાયક હોઈ જ નથી શકતો, ચાહે તેની તાલીમ અને દા'વત(આહવાન્)થી લોકોમાં ગમે તેટલું પરિવર્તન આવી જાય !

એ જ પ્રમાણે એ વાત પણ તકવાની અનિવાર્યતાઓમાં માનવામાં આવે છે કે માણસ ન કેવળ હરામ અને શંકાસ્પદ વસ્તુઓથી દૂર રહેવાવાળો હોય, બલ્કે બીજી ઘણીબધી હલાલ વસ્તુઓને પણ ત્યજી દેનારો હોય; અને વધારે પીડા તો એ વાતની છે કે પ્રતિબંધિત કે દીનમાં મનાઈ કરેલ વસ્તુઓમાં અસલ કાળજી ન માત્ર એ વસ્તુઓની લેવામાં આવે છે જેની હેસિયત અસલ દીનમાં કેવળ ગૌણ છે, પરંતુ તેના વિશે એટલું ભારપૂર્વક વાઅઝ (ભાષણ, વ્યાખ્યાન) કરવામાં આવે છે કે એવું લાગે કે અસલ દીન આ જ વસ્તુઓ છે, અને બીજી ઘણી એવી વાતો જે સ્પષ્ટ રૂપે અલ્લાહ અને તેના રસૂલથી વિદ્રોહના આદેશમાં દાખલ છે, ન માત્ર એ કે તેના વિશે આ બુઝુર્ગોના મનમાં કોઈ ખટકો સુદ્ધા પેદા નથી થતો, બલ્કે આવી વસ્તુઓને ઈસ્લામની ઉન્નતિ અને વિકાસના અંશોમાં ગણવામાં આવે છે અને ક્યારેક તો તેની પ્રાપ્તિ માટે આપણી ખાનકાહોમાં દુઆઓ પણ કરવામાં આવે છે – જેમ કે આપણે જોયું છે કે જે લોકોને વ્યક્તિની ઇજાર (લેંઘો કે પૅન્ટ)નું ઘૂંટણ સુધી હોવા તેમજ દાઢી અને મૂછોના મસાઈલ (મામલાઓ)માં ખૂબ રસ છે, તેમને રાત-દિવસ તાગૂત (અલ્લાહના વિદ્રોહી વ્યક્તિ કે વ્યવસ્થા)ના સન્માનની ઉત્કંઠા અને તેના માટે દુઆઓ અને ભલામણો કરવામાં જરા પણ ખરાબ લાગતું નથી. પરંતુ આ લોકો એ ગુના માટે તો એક વ્યક્તિને તકવાના ત્રાજવે તોલે છે કે જાયઝ વસ્તુઓથી ફાયદો હાંસલ કરવામાં આ વ્યક્તિ તેમની જેમ તપસ્વી-ચુસ્ત પરહેજગાર અને બેચેન નથી; ભલે ને તે વ્યક્તિ, ન માત્ર હરામ વસ્તુઓને જ છોડવાવાળો હોય, બલ્કે શંકાસ્પદ વસ્તુઓમાં પણ સાવધાની રાખતો હોય અને કોઈ વાત તેના જીવનમાં એવી જોવા ન મળતી હોય, જેને અલ્લાહ અને તેના રસૂલની શરીઅતથી વિરુદ્ધ કે વિદ્રોહ ઠરાવી શકાતી હોય.

આમ, તકવાની શરતોમાંથી એ વાત પણ સમજવામાં આવે છે કે તકવા વૈરાગ્ય અને સંન્યાસથી સમાનતા ધરાવે છે તથા તે એકાંતના ખૂણાઓમાં અને એકલતાના હુજરાઓમાં જ ફૂલીફાલી શકે છે. તેના માટે જરૂરી છે કે માણસ જીવનની તમામ વ્યવહારિક પ્રવૃત્તિઓથી અલગ અને લોકોથી કપાઈને અલ્લાહની યાદમાં મગ્ન રહે, ત્યાં સુધી કે જો કોઈ માણસનું જીવન દીનની દલીલોની સ્પષ્ટતા અને તેની સ્થાપના કરવાની કોશિશોમાં વિતી રહ્યું હોય, તો આપણા તકવાના વર્તમાન વિજ્ઞાનના વિશેષજ્ઞોના નજીક તેની આ વ્યસ્તતા પણ તકવાની પ્રાપ્તિની કોશિશમાં દખલ છે અને

તેનાથી કોઈ ફાયદો હાંસલ થવાની વાત તો દૂર, વધારે ભય એ વાતનો છે કે આ કોશિશમાં તેની રહીસહી ખૂબીઓ પણ બદબાદ થઈ જશે.

આ મહાનુભાવોની નજીક સૌથી સારી રીત તો એ છે કે માણસ પોતાનું આખું જીવન રિયાઝત અને મરાકબા (અધ્યાત્મવિદ્યામાં મગ્ન અને ધ્યાન, Devoting in mystic exercise & Meditation)માં જ વિતાવી દે, નહિં તો ઓછામાં ઓછી એક લાંબી મુદત તો આ એકલતા અને એકાંતની પ્રવૃત્તિમાં વિતાવ્યા વગર માણસ માટે વ્યવહારિક મેદાનમાં ઉતરવું દરેક રીતે જોખમથી ખાલી નથી.

આ મહાનુભાવો એ વાત સ્વીકારતા નથી કે બાળકના ઉછેર માટે તેની પ્રકૃતિનો તકાદો એ છે કે તે માતાના ખોળામાંથી ઉછરે, જમીન પર ઘસડાઈને ચાલે, ઊભા થવાની કોશિશ કરે, ઊભો થઈને લથડિયા ખાય, નીચે પડે, પછી દોડવા લાગે. તેઓ આનાથી વિપરીત એ વાતના હિમાયતી છે કે બાળક તેના જન્મથી પુખ્તતાની ઉંમર સુધી માતા-પિતાના ખભાઓ ઉપર લદાયેલો ફરે અને ચાળીસ વર્ષની એ શારીરિક અને માનસિક શક્તિની પુખ્તતા સુધી પહોંચી જાય, જેને કુર્આને-હકીમે حَتّٰىٓ إِذَا بَلَغَ أَشُدَّهٗ وَبَلَغَ أَرْبَعِيْنَ سَنَةً[1] થી સરખાવી છે, તો તેને એકાએક જીવનના રણક્ષેત્રમાં ઝોંકી દેવામાં આવે કે હવે તુ જા, અને તેના ઊતાર-ચઢાવ અને અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિઓથી પોતે જ નિપટારો કર, કેમ કે આખા ચાળીસ વર્ષ માતાના વ્હાલ અને મમતાના સલામત ખોળામાં આ રણક્ષેત્રમાં ઉતરવાનું પ્રશિક્ષણ મેળવી ચૂક્યો છે.

એ જ પ્રમાણે તકવાવાળાઓ (ધર્મપરાયણ લોકો)ની એક ખાસ ઓળખ એ પણ બતાવવામાં આવે છે કે તેઓ ન માત્ર સાહબે-તાસીર (કાર્યસાધક, ધાર્યું પરિણામ લાવનાર હસ્તી), બલ્કે સાહબે-તસ્ખીર (મંત્રમુગ્ધ કરનાર, વશમાં કરનાર હસ્તી) હોય છે; તેમની એક નજર દિલોને બદલી નાખવા પૂરતી હોય છે, તેમના એક અલ્પ ઈશારાથી એ કામો બની જાય છે જે બીજા લોકોની વર્ષોની તનતોડ મહેનતોથી પણ નથી બનતા, અત્યંત અભાગિયા, સંગદીલ માણસો પણ તેમની સોબતમાં આવતાં જ પૂર્ણ મોમિન બની જાય છે. તેઓ જ્યાંથી પણ પસાર થઈ જાય છે ત્યાંની દુનિયા ઈમાનના નૂરથી ઝગમગી ઉઠે છે. તેઓ ન તો જબાનથી બોલે છે, ન કલમથી લખે છે અને ન આ પ્રકારની કોઈ બીજી વાત કરે છે; ફક્ત તેમના અંતરની કૃપા અને મહેરબાનીથી એ અસર થાય છે કે તેમના પડછાયાની એક ઝલકથી કુફ્ર અને બાતિલ (અસત્ય) ભાગે છે.

આ પ્રકારના વિચારો જે લોકોના દિમાગો પર છવાયેલા હોય છે, તેમની નજરમાં એ લોકો કેવી રીતે જગ્યા મેળવી શકે છે જેઓ અધ્યાત્મ પ્રવૃત્તિઓના બદલે

૧. ત્યાં સુધી કે જ્યારે તે પોતાની પૂર્ણ શક્તિએ પહોંચ્યો અને ચાળીસ વર્ષનો થઈ ગયો... (સૂરઃ અહકાફ : ૧૫)

અલ્લાહત્આલાએ બનાવેલ સામાન્ય કાનૂન અને નિયમો અનુસાર કામ કરે છે અને તેના માર્ગમાં એ જ હથિયારોથી લડે છે, જે અલ્લાહે કોશિશ અને સંઘર્ષ માટે એનાયત કર્યા છે, બલ્કે સંભવતઃ અંબિયાએ કિરામ અલૈ. અને મહાન સહાબા રદિ.નું પણ તેમની નજરમાં કોઈ મહત્ત્વ નથી હોઈ શકતું; કેમ કે આ મહાનુભાવોને એ દરજ્જો નસીબ ન થઈ શક્યો કે એક નજરથી દિલોની કાયાપલટ કરી શકે. તેમની સ્થિતિ પણ એ જ હતી કે વર્ષોની દલીલબાજીઓ, આમંત્રણો, મુશ્કેલીઓ, વિરોધો, નિષ્ફળતાઓ અને પાયમાલીઓ પછી જ્યારે નોબત ત્યાં સુધી પહોંચી ગઈ કે રસૂલ અને તેમના તમામ સાથીઓ પોકારી ઉઠ્યા કે 'અલ્લાહની મદદ ક્યારે આવશે' ત્યારે અલ્લાહ-ત્આલાએ તેમની પોકારમાં અસર અને તેમની દા'વતમાં શક્તિ પ્રદાન કરી.

જે લોકો આજે તકવાનો શબ્દ બોલે છે, તેમના મનમાં આ બધા ભાવાર્થો અને તેમાંનો મોટો ભાગ છુપાયેલ હોય છે. તકવાની આ તમામ વાતો ન તો બધી રીતે ખોટી છે અને ન તે બધીને સારી અને સાચી ઠેરવી શકાય છે, બલ્કે તેમાં સાચી અને ખોટી બંને ભળી ગઈ છે. તેથી જરૂરી છે કે અલ્લાહત્આલાના ગ્રંથ (કુર્આન)ના પ્રકાશમાં આ શબ્દની હકીકત સમજવાનો પ્રયત્ન કરવામાં આવે અને પોતાના અંગત વલણોના હસ્તક્ષેપ કે પક્ષપાત વગર જાણવામાં આવે કે તકવાની હકીકત અને તેની શરતો તેમજ વિશિષ્ટતાઓ શું છે.

## તકવાનો શાબ્દિક અર્થ

અરબી ભાષામાં وَقَى يَقِي નો અર્થ છે : કોઈ વસ્તુના નુકસાનથી પોતાને બચાવવું. આનાથી જ اِتِّقَاء બનેલ છે, જે કુર્આન-મજીદમાં અનેક અર્થોમાં પ્રયુક્ત થયેલ છે.

૧. જે વસ્તુથી નુકસાન થવાની આશંકા હોય તેનાથી સુરક્ષિત રહેવું : જેમ કે —

إِلَّآ أَن تَتَّقُوا۟ مِنْهُمْ تُقَىٰةً ط

''પરંતુ એ કે તમે તેનાથી બચો જેમ કે બચવું જોઈએ.''

(સૂરઃ આલે ઈમરાન : ૨૮)

૨. કોઈ આફતથી ડરવું : જેમ કે —

وَاتَّقُوا۟ فِتْنَةً لَّا تُصِيبَنَّ ٱلَّذِينَ ظَلَمُوا۟ مِنكُمْ خَآصَّةً ج

''અને બચો એ આફત (ઉપદ્રવ)થી જેની આફત વિશેષ એ જ લોકો સુધી સીમિત નહીં રહે જેમણે તમારામાંથી ગુનો કર્યો હોય.'' (સૂરઃ અન્ફાલ : ૨૫)

૩. પવિત્ર અને કૃપાશીલ અલ્લાહ સામે ડરવાની અનુભૂતિ, જે પોતાના કૃતજ્ઞ અને આભારી બંદાઓ પર દયા કરે છે, કુફ્ર તેમજ કૃતઘ્નતા અને નિમકહરામીને નાપસંદ કરે છે અને તમામ ઢંકાયેલ-છુપાયેલ વસ્તુઓથી વાકેફ છે :

إِنْ تَتَّقُوا اللَّهَ يَجْعَلْ لَكُمْ فُرْقَانًا وَيُكَفِّرْ عَنْكُمْ سَيِّئَاتِكُمْ

''જો તમે અલ્લાહથી ડરશો તો અલ્લાહ તમને સત્ય અને અસત્ય વચ્ચે ભેદ કરવાની શક્તિ પ્રદાન કરશે અને તમારા ગુનાઓને દૂર કરી દેશે.'' (સૂરઃ અન્ફાલ : ૨૯)

૪. ચોથો અર્થ આ ત્રણેય અર્થોને સમાવી લે છે; અર્થાત્ અલ્લાહે નિર્ધારિત કરેલ હદોને તોડવા, તેની અમાનતોમાં અપ્રમાણિકતા આચરવા અને તેને આપેલ વચનની અવહેલના કરવાથી આવતાં ખરાબ પરિણામો તથા અલ્લાહના પ્રકોપની આશંકાના કારણે બચવું :

કુર્આન-કરીમમાં જ્યાં ક્યાંક પ્રત્યય વગર આ શબ્દ આવે છે, સામાન્ય રીતે એ જ સર્વગ્રાહી અર્થ હોય છે અને તેનું જ બીજું અર્થઘટન તકવા છે. આ અર્થ વિશે આગળ ચાલીને અમે વિગતવાર ચર્ચા કરીશું. અહીં માત્ર એટલું યાદ રાખવાની જરૂર છે કે આ અર્થને જોતાં 'મુત્તકી' એ વ્યક્તિ છે, જેના દિલમાં અલ્લાહની મહાનતા અને તેના પ્રકોપની આશંકા હોય અને તે અલ્લાહે નિર્ધારિત કરેલ હદોને તોડવા, તેના સાથે કરેલ કરાર અને વચનનો ભંગ કરવા અને તેની અમાનતોમાં અપ્રમાણિકતા આચરવાથી ડરતો હોય.

# તકવા - એક વૈશ્વિક હકીકતના રૂપમાં

આ સૃષ્ટિ વિશે વિચાર કરવાથી ખ્યાલ આવે છે કે અલ્લાહતઆલાએ જેટલી વસ્તુઓ બનાવી છે, તેમાં બે પ્રકારની શક્તિઓ પ્રદાન કરવામાં આવી છે.

એક આપણામાં રહેલી છુપાયેલ કાબેલિયતોને કાર્યાન્વિત કરવાની શક્તિ. બીજી પોતાની રક્ષાની શક્તિ. પહેલી શક્તિનો તકાદો વ્યવહારિક રૂપે આગળ વધવું (Initiative) અને અમલીકરણ છે, અને તેનું પરિણામ દરેક વસ્તુનું પોતાના હેતુ અને ઉદ્દેશ્ય સુધી પહોંચવું છે, જેના માટે તેનું સર્જન થયું છે. બીજી શક્તિનો તકાદો બચવું, સુરક્ષિત રહેવું તથા સંયમ, નિગ્રહ કે અનાસક્તિ (Abstention) છે અને તેનું ફળ દરેક વસ્તુનું એ જોખમોથી સુરક્ષિત રહેવું છે, જે તેને તેના ઉદ્દેશ્ય સુધી પહોંચે તે પહેલાં વિનષ્ટ કરી શકે છે.

પ્રથમ શક્તિ દરેક વસ્તુની છૂપી યોગ્યતાઓને ઉભારે છે અને તેને વિકસિત

કરે છે. બીજી શક્તિ જોખમો અને આફતોથી તેની રક્ષા કરે છે. આને ઉદાહરણ દ્વારા એ રીતે સમજી શકાય છે કે સારી ગાડી હોય અને તેના અંદર ખૂબ સરસ બ્રેક લાગેલી હોય, ગાડીમાં કેટલાક પુરજાઓ હોય છે જેની પારસ્પારિક ક્રિયાઓથી તે શક્તિ પેદા થાય છે, જે ગાડીને હવાની ઝડપે ચલાવે છે, અને આ શક્તિ ગાડીની અસલી ખૂબી છે; પરંતુ જો આ એક જ શક્તિ કાર્યરત હોય તો કોણ જાણે ગાડી કયા ખાડામાં પડીને અને કયા વૃક્ષ સાથે ટકરાઈને તૂટીફૂટી જાય. તેના માટે જ તેમાં બ્રેક લગાવવામાં આવે છે, જે તેની શક્તિને પોતાના કાબૂમાં અને અનુશાસનમાં રાખે છે અને ગાડીને પોતાની સુરક્ષામાં લઈને તેને તેની મંજિલ સુધી પહોંચાડે છે. આવી બ્રેક આ સૃષ્ટિની શક્તિ અને દરેક હરકતની સાથે લાગેલ છે અને તેનાથી જ આ દુનિયાનું અસ્તિત્વ અને સુરક્ષા છે. જો આ ન હોય તો આ દુનિયા અને આ દુનિયાની તમામ વસ્તુઓ જોતજોતામાં ચૂરેચૂરા થઈને નષ્ટ થઈ જાય.

આ શક્તિ અને યોગ્યતાને આ સૃષ્ટિના વિભિન્ન હિસ્સાઓમાં આપણે અલગ-અલગ નામોથી સરખાવીએ છીએ; ક્યાંક તે જાતની સલામતીના નામથી ઓળખાય છે, ક્યાંક તકવાના નામથી; પરતુ આ કેવળ અર્થઘટનનો મતભેદ છે. જે હકીકત છે તેનો કોઈ મતભેદ નથી. એક જ હકીકત છે, જેનો રંગ થોડાં-થોડાં ફરકની સાથે આ સૃષ્ટિની દરેક વસ્તુમાં, આ જમીનના દરેક પ્રાણીઓમાં, આ દુનિયાના પ્રત્યેક મનુષ્યમાં જોવા મળે છે અને દરેક જગ્યાએ તેની ક્રિયા અને અસર મોટાભાગે એક જ છે. તેના કારણે તકવાનું ખરું મહત્ત્વ, તે જે સમયે અને જે જગ્યાએ તથા વાસ્તવમાં જ્યારે તેનું પ્રદર્શન અને સ્પષ્ટતા કરવામાં આવે છે. તેના માટે વધારે સારું હશે કે આ સૃષ્ટિના જુદા-જુદા ભાગોમાં તેના અલગ-અલગ સ્વરૂપો અને પ્રકારોને જોઈ લેવામાં આવે કે પ્રકૃતિમાં જે તકવા જોવા મળે છે તેનું સ્વરૂપ શું છે ? પશુ-પક્ષીઓમાં તેનું સ્વરૂપ શું છે ? મનુષ્યોના સ્વભાવમાં તેની વાસ્તવિકતા શું છે ?

આ રીતે જ્યારે આપણે પ્રાકૃતિક, જન્મજાત અને સ્વાભાવિક તકવાના વિભિન્ન સ્વરૂપો તથા તેના કાર્યો અને તેની અસરોથી સારી રીતે પરિચિત થઈ જઈશું, તો આપણને એ સમજવામાં વધારે મુશ્કેલી નહીં પડે કે શરીઅત આપણાથી જે તકવાની માગણી કરે છે, તેનું સ્વરૂપ અને તેનાથી પ્રગટ થતાં કાર્યો અને અસરો કેવાં હોવાં જોઈએ. જો આની પુષ્ટિ અલ્લાહત્આલાના ગ્રંથ કુર્આન અને તેના રસૂલના જીવન તથા આપના સાથીઓના જીવનથી પણ થઈ જાય, તો વિશ્વાસ કરી લેવો જોઈએ કે આ જ સત્ય છે અને આના સિવાય જે શરતો અને નિર્દેશો વર્ણવવામાં આવે છે, તેનું મૂળ ન તો બુદ્ધિમાં છે, ન પ્રકૃતિમાં, ન કુર્આનમાં અને ન રસૂલુલ્લાહ ﷺ ની સુન્નતમાં. હવે આપણે ક્રમવાર તકવાના આ જુદા-જુદા પ્રકારોની સ્પષ્ટતા કરીએ છીએ :

# તકવાના જુદા-જુદા પ્રકારો અને સ્વરૂપો

## તકવા – સૃષ્ટિમાં

સૌપ્રથમ આ તકવા સૃષ્ટિના જુદા-જુદા ભાગોમાં જોવા મળે છે; જ્યાં આપણે કોઈ ઇરાદા અને જીવનની ચેતના નથી જોતાં, બલ્કે કુદરતની નિયત અને બંધાયેલ વ્યવસ્થા છે, જેના હેઠળ દરેક વસ્તુ પોતાની પૂર્ણ શક્તિ સાથે પોતાનું કાર્ય કરી રહી છે. અહીં આપણે જોઈએ છીએ કે જ્યાં સુધી કોઈ વસ્તુના વિકાસનો પ્રશ્ન છે તો તેની પૂર્ણતાના માર્ગમાં કોઈ અવરોધ નથી, બલ્કે કુદરત તેને પૂરેપૂરી છૂટ આપે છે કે જ્યાં સુધી તે વિકાસ પામી શકે છે ત્યાં સુધી વિકાસ પામે અને જે મંજિલ સુધી પહોંચી શકતી હોય ત્યાં સુધી પહોંચે; પરંતુ તેની સાથે એક છૂપો હાથ તેની લગામ પકડીને પૂર્ણ સભાનાવસ્થામાં એ વાતનું નિરીક્ષણ કરી રહ્યો છે કે તે પોતાના રસ્તેથી ભટકી ન જાય અને બીજાઓની હદોમાં દખલઅંદાજી કરીને ન તો પોતાનું કામ ખરાબ કરે અને ન બીજાના કામમાં ખલેલ ઊભી કરે. આ સૃષ્ટિનો તકવા છે અને આની જ તરફ કુર્આન-મજીદની આ આયતમાં ઇશારો છે :

وَالشَّمْسُ تَجْرِيْ لِمُسْتَقَرٍّ لَّهَا ۭ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ۝ وَالْقَمَرَ قَدَّرْنٰهُ
مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ ۝ لَا الشَّمْسُ يَنْۢبَغِيْ لَهَآ اَنْ تُدْرِكَ الْقَمَرَ
وَلَا الَّيْلُ سَابِقُ النَّهَارِ ۭ وَكُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ۝

"અને સૂર્ય પોતાની વિશિષ્ટ ધરી પર ફરી રહ્યો છે, આ પ્રભુત્વશાળી અને સર્વજ્ઞાની અલ્લાહનો ઠરાવેલ હિસાબ છે અને ચંદ્ર, તો તેના માટે અમે મંજિલો નિર્ધારિત કરી દીધી છે, ત્યાં સુધી કે તે ખજૂરની સૂકી ડાળી જેવો બનીને રહી જાય છે. ન સૂર્યને અધિકાર છે કે તે ચંદ્રને જઈને પકડે અને ન રાત્રિ દિવસથી પહેલાં પ્રગટ થઈ શકે છે. દરેક પોતાની વિશિષ્ટ (ભ્રમણ) કક્ષામાં તરી રહ્યા છે." (સૂરઃ યા-સીન : ૩૮-૪૦)

આ જ પ્રકૃતિનો તકવા છે, જે ખારા અને મીઠાં સમુદ્રોને પોત-પોતાની સીમાની રક્ષા કરવા માટે મજબૂર છે અને એકને બીજાની હદમાં દાખલ થવાથી રોકીને તેમનાં એ ફાયદાઓની સુરક્ષા કરે છે, જે અલ્લાહતઆલાએ તેમનાં અંદર મૂકેલ છે :

مَرَجَ الْبَحْرَيْنِ يَلْتَقِيٰنِ ۝ بَيْنَهُمَا بَرْزَخٌ لَّا يَبْغِيٰنِ ۝

''તેણે છોડી દીધા છે બે સમુદ્રો, જે એકબીજાથી ટકરાય છે અને તેમના વચ્ચે એક પરદો છે, જેનું (તેઓ) ઉલ્લંઘન નથી કરતા.''

(સૂરઃ રહમાન : ૧૯-૨૦)

સૃષ્ટિની તમામ વસ્તુઓ અલ્લાહતઆલાએ નિર્ધારિત કરેલ સીમાઓનું પૂરેપૂરું ધ્યાન રાખે છે અને કોઈપણ સંજોગોમાં તેનું ઉલ્લંઘન કરવાની હિંમત નથી કરતી. આ તેમનો એ તકવા છે, જેની તેઓ પોતાના વ્યવહારથી મનુષ્યને શીખ આપે છે કે તેઓ પોતાના ઇરાદા અને અધિકારની દુનિયામાં એમની જેમ જ અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓનો પાબંદ રહે અને તેનું ઉલ્લંઘન કરીને પોતાને બરબાદ ન કરે. સૂરઃ રહમાનની નીચેની આયતમાં આ જ હકીકતની તરફ સંકેત છે :

اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ ۝ وَّالنَّجْمُ وَالشَّجَرُ يَسْجُدٰنِ ۝ وَالسَّمَآءَ
رَفَعَهَا وَوَضَعَ الْمِيْزَانَ ۝ اَلَّا تَطْغَوْا فِي الْمِيْزَانِ ۝

''સૂર્ય અને ચંદ્ર એક હિસાબની સાથે ભ્રમણ કરી રહ્યા છે, તારાઓ અને વૃક્ષો સિજદો કરે છે અને આકાશને બુલંદ કર્યું અને તેમાં તુલા મૂકી દીધી. (તેઓ પોતાના વ્યવહારથી એ શિક્ષા આપે છે કે) તમે તુલામાં ન્યાયથી ન હટો.'' (આ. ૫-૮)

## તકવા – પશુપક્ષીઓમાં

બરાબર આ જ પ્રમાણે તકવા આપણે એ વિભાગમાં પણ જોઈએ છીએ, જ્યાં જીવન તો છે, પણ માનવીને જેવો અધિકાર અને ઇરાદો આપવામાં આવ્યો છે તેવા અધિકાર અને ઇરાદાનું અસ્તિત્વ નથી; અર્થાત્ પશુઓમાં તેમના જીવનની રક્ષા અને વિકાસ પણ તકવાના જ કારણે છે. જો કે અધિકાર અને ઇરાદાથી વંચિત હોવાને લીધે તેમનો તકવા અધકારિતાવાળો નથી, બલ્કે જન્મજાત તકવા છે. કુદરતે દરેક પશુ-પક્ષીના અંદર એ તમામ કાબેલિયતો મૂકી દીધી છે, જે તેમની પ્રાકૃતિક ખૂબીઓને પૂર્ણ દરજ્જા સુધી વિકસિત કરવા માટે જરૂરી છે. આ વિકાસ જે પ્રકારની હરકત અને કોશિશની માંગ કરે છે, તે પણ તેમના અંદર મૂકી દેવામાં આવેલ છે, અને જે પ્રકારની શાંતિની માંગ કરે છે, તે પણ તેમને શિખવાડી દેવામાં આવેલ છે. તે જોતાં, જે વસ્તુઓ તેમના ચરવા કે ચૂગવાની છે, તે પણ તેમને બતાવી દેવામાં આવી છે અને જે વસ્તુઓથી તેમણે ડરવું અને બચવું જોઈએ, તેમને પણ તેઓ સારી રીતે જાણે છે અને જન્મજાત તેમનાથી બચે છે; અને આ જ તેમનો જન્મજાત તકવા છે, જે તેમનો સાચો રખેવાળ

છે. જો આ ન હોત તો પશુ-પક્ષીઓની કોઈપણ જાત અસ્તિત્વમાં આવીને પોતાને બાકી ન રાખી શકતી.

એક મુરઘીનું નાનું બચ્ચું પહેલા દિવસથી જ જાણે છે કે તેને કેવી રીતે પોતાની જાતને ઉછેરવા માટે પોતાની માતાની સાથે-સાથે ફરવું જોઈએ અને તેના ઈશારાઓ પર દોડીને જમીનમાંથી ખોરાકના દાણાને ચૂગવા જોઈએ, અને પછી કેવી રીતે કાગડા, સમડી, બાજ કે બિલાડીનો અવાજ સાંભળતાં જ તેના પગ નીચે છુપાઈ જવું જોઈએ.

ગધેડો એક અત્યંત ડોબું જાનવર છે, પરંતુ તેની મંદબુદ્ધિ છતાં તે પણ સારી રીતે જાણે છે કે અનેકવિધ વનસ્પતિઓમાંથી કઈ-કઈ ઘાસ છે, જે તેના માટે હાનિકારક કે જોખમી છે અને એક ગધેડો ગધેડો હોવા છતાં પોતાના જન્મજાત તકવામાં એવો પૂર્ણ હોય છે કે ભૂખ્યો મરી જાય છે, પણ એ સહન નથી કરતો કે પ્રકૃતિએ જે નિયમો નક્કી કરી દીધા છે અને જે સીમાઓ નિર્ધારિત કરી દીધી છે, તેને તોડીને કોઈ એવી વસ્તુ ખાઈ લે, જે તેની જન્મજાત શરીઅતમાં હરામ છે. નફાકારક વસ્તુઓને અપનાવવા અને નુકસાનકારક વસ્તુઓથી બચવાનો આ જ એ નિર્દેશ છે, જે પ્રત્યેક પ્રાણીની અંદર અલ્લાહત્આલાએ મૂકી દીધેલ છે અને જેની તરફ કુર્આન-હકીમની આ આયત ઈશારો કરી રહી છે :

سَبِّحِ اسْمَ رَبِّكَ الْأَعْلَى ۝١ الَّذِي خَلَقَ فَسَوَّىٰ ۝٢ وَالَّذِي قَدَّرَ فَهَدَىٰ ۝٣

"પોતાના સર્વોચ્ચ પરવરદિગારની તસ્બીહ (ગુણગાન અને પ્રશંસા) કરો, જેણે સર્જન કર્યું, પછી તેનું પ્રમાણ સ્થાપ્યું અને જેણે ભાગ્ય બનાવ્યું અને પછી તેના તરફ માર્ગદર્શન કર્યું." (સૂરઃ આ'લા : ૧-૩)

## તકવા – મનુષ્યની જાતમાં

પ્રાકૃતિક અને જન્મજાત તકવાના આ જ છૂપાં ઈશારાઓ છે, જે મનુષ્યના અંદર આવીને સંપૂર્ણપણે ઉજાગર થઈ જાય છે. વસ્તુ એ જ છે, પણ મનુષ્યની હેસિયત પીડિત અને પરાધીન ખગોળીય વસ્તુઓ તથા શક્તિહીન અનધિકારી, કોઈ વિશેષતા ન ધરાવતાં પશુ-પક્ષીઓથી તદ્દન જુદી છે; તેથી તકવાનું સ્વરૂપ અને તેનું મૂલ્ય અને મહત્ત્વ બદલાઈ જાય છે; બલ્કે તકવાનું નામ જ ત્યારે વપરાય છે, જ્યારે તે મનુષ્યના અંદર જોવા મળે. મનુષ્ય પોતાની મરજીનો માલિક અને સ્વાધીન સર્જન છે. તેને લીધે તેને સૂર્ય અને ચંદ્રની જેમ પોતાના તકવાની સાથે જકડીને બાંધી દેવામાં આવ્યો નથી કે

જે રસ્તે તેને દોરી જવામાં આવ્યો હોય ત્યાંથી બીજા રસ્તે જઈ જ શકતો નથી, બલ્કે તેની પ્રકૃતિમાં લાભપ્રદ અને હાનિકારક વસ્તુઓને ઓળખવાની શક્તિ આપીને સ્વતંત્ર છોડી દેવામાં આવ્યો છે કે તે પોતાના સ્વભાવ અને પોતાની બુદ્ધિના માર્ગદર્શનથી લાભપ્રદ વસ્તુઓને અપનાવે અને હાનિકારક વસ્તુઓને છોડી દે.

ઉપરાંત, તે કેવળ એક ભૌતિક અસ્તિત્વ પણ નથી, બલ્કે પોતાના અંદર તે નૈતિક અસ્તિત્વ પણ રાખે છે. તેથી તેનામાં માત્ર ભૌતિક હાનિઓથી જ બચવાની વૃત્તિ મૂકવામાં નથી આવી, બલ્કે નૈતિક અને આત્મિક નુકસાનથી પણ દૂર રહેવાની વૃત્તિ પ્રદાન કરવામાં આવી છે. તેને લઈને એક તરફ તો તેને એ વાતની રુચિ-અભિરુચિ પ્રદાન કરવામાં આવી કે સુંદર અને આકર્ષક વસ્તુઓને પ્રેમ કરે તથા કુરૂપ અને અનાકર્ષકથી દૂર રહે, સુગંધને ચાહે અને દુર્ગંધથી નફરત કરે, પવિત્ર અને શુદ્ધ વસ્તુને હલાલ (વૈધ) તેમજ અનિષ્ટ અને ખરાબને હરામ (અવૈધ) સમજે; બીજી તરફ તેને એ વાતની પણ રુચિ બક્ષવામાં આવી છે કે તે જૂઠથી નફરત અને સચ્ચાઈથી પ્રેમ કરે, જુલ્મ અને અત્યચારને બૂરું સમજે, ન્યાયનો આદર કરે. આ મનુષ્યનો પ્રાકૃતિક તકવા છે, જે અલ્લાહત્આલાએ તેની પ્રકૃતિમાં મૂકી દીધો છે અને કુર્આન-મજીદની અનેક આયતોમાં તેના તરફ ઈશારાઓ છે, જેમ કે :

૧. إِنَّا هَدَيْنَاهُ السَّبِيلَ إِمَّا شَاكِرًا وَإِمَّا كَفُورًا ۝

''અમે તેને માર્ગ દેખાડ્યો, ચાહે તે કૃતજ્ઞ (આભારી) બને કે કૃતઘ્ન (નિમકહરામ).''

(સૂરઃ દહ્ર : ૩)

૨. وَهَدَيْنَاهُ النَّجْدَيْنِ ۝

''અને અમે (ભલાઈ અને બૂરાઈના) બંને માર્ગો બતાવી દીધા.''

(સૂરઃ બલદ : ૧૦)

૩. فَأَلْهَمَهَا فُجُورَهَا وَتَقْوَاهَا ۝

''પછી તેની બૂરાઈ અને તેની પરહેજગારી (સંયમ)ની તેને પ્રેરણા આપી.''

(સૂરઃ શમ્સ : ૮)

આ જ તકવા છે, જે મનુષ્યના ભૌતિક અને આધ્યાત્મિક જીવનનો રક્ષક છે. જો મનુષ્ય પોતાના ભૌતિક જીવનમાં નુકસાનથી દૂર ન રહે, બલ્કે ઘઉંની જગ્યાએ કાંકરાઓ ફાકવાનું શરૂ કરે, તો તેનું અનિવાર્ય પરિણામ તેના ભૌતિક જીવનની સમાપ્તિ છે. જો તે પોતાના નૈતિક જીવનમાં વિનાશક વસ્તુઓથી ન બચે, કૃતજ્ઞતા (આભાર)ની જગ્યાએ કૃતઘ્નતા (નિમકહરામી)ના રસ્તે ચાલી નીકળે, તો તેનાં આધ્યાત્મિક જીવનનો

નાશ નિશ્ચિત છે; ચાહે આ વિનાશનો તેને આ જીવનની સમાપ્તિ વખતે જ સામનો કરવો પડે.

## ઉપરોક્ત ચર્ચાઓનો સાર

આ વિગતથી કેટલીક વાતોની જાણકારી મળે છે :

સૌપ્રથમ એ કે તકવા જ દરેક વસ્તુના જીવન અને તેના વિકાસનો રક્ષક છે.

બીજી એ કે તકવા જીવનના રાજમાર્ગથી કોઈ અલગ વસ્તુ નથી, બલ્કે દરેક તબક્કે જીવનનો સાથી છે. તેની હેસિયત રખેવાળની છે, જે મનુષ્યને ખોટા રસ્તા અને જોખમી માર્ગથી બચાવીને લક્ષ્ય કે મંજિલ સુધી પહોંચાડે છે.

ત્રીજી એ કે તકવા કોઈપણ તબક્કે જીવનના સંઘર્ષ તેમજ તેની ભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિમાં અવરોધરૂપ નથી, બલ્કે આ રુકાવટોથી તે જીવનની રક્ષા કરે છે.

ચોથી એ કે તેની કોઈ ખાસ ઓળખ કે રૂપ-સ્વરૂપ નથી, સિવાય કે તેની સાહજિકતા કે સહજ-બુદ્ધિ અને પ્રકૃતિમાં જે સીમાઓ આગળ વધવા અને રોકાઈ જવાની નિર્ધારિત કરી દીધી છે, તેની સંપૂર્ણપણે કાળજી રાખે અને રક્ષા કરે.

## શરઈ તકવાની હકીકત

હવે આવો, શરઈ તકવાની હકીકત પર વિચાર કરીએ. સ્પષ્ટ છે કે શરીઅત પ્રકૃતિ-વિરુદ્ધ નથી, બલ્કે તદ્દન પ્રકૃતિ છે — فِطْرَتَ اللّٰهِ الَّتِي فَطَرَ النَّاسَ عَلَيْهَا[1].

આથી શરીઅત વિશે એ અનુમાન કરવું તો કોઈપણ રીતે સાચું નથી હોઈ શકતું કે તે આપણાથી કોઈ એવા તકવાની માગણી કરશે, જે મનુષ્યના જીવનમાં કોઈ મડાગાંઠ કે ગૂંચ પેદા કરી દેશે અથવા તેની જાયઝ (વૈધ) રુચિઓ અને પસંદોનો ઇન્કાર કરી દેશે (ચાહે તેનો સંબંધ પ્રાથમિક જરૂરિયાતોથી હોય કે પરાકાષ્ઠાની જરૂરિયાતોથી) અથવા તેની પ્રાપ્તિ જીવન-માર્ગથી અલગ કોઈ એવા અજાણ્યા ખૂણા કે દૂર-સુદૂરના દ્વિપકલ્પમાં સંભવ હોય, જ્યાં ગતિ અને ક્રિયાશીલતાની જગ્યાએ સ્થગિતતા અને જીવનની જગ્યાએ કેવળ મૃત્યુ હોય અથવા તેની ઓળખ માટે એવી નિશાની નક્કી કરે કે જે રદ અને કબૂલ, ત્યાગ અને સ્વીકાર તથા માર્ગદર્શન અને અજ્ઞાનતાના એ નિયમને જ તદ્દન ખોટો સાબિત કરી નાખે, જે અલ્લાહતઆલાએ આ દુનિયામાં જારી કરેલ છે, જે મનુષ્યની પ્રકૃતિ અને અલ્લાહની હિકમત (તત્ત્વદર્શિતા)નો ખરેખર તકાદો છે.

૧. કાયમ થઈ જાઓ એ પ્રકૃતિ પર જેના પર અલ્લાહે મનુષ્યોને પેદા કર્યા છે. —સૂરઃ રૂમ : ૩૦

આ વાતોમાંથી કોઈ વાત જો સ્વીકારી લેવામાં આવે, તો તેનાથી એ અનિવાર્ય થાય છે કે શરીઅત અને ફિતરત (પ્રકૃતિ)માં પૂર્ણ અનુકૂળતાની જગ્યાએ એક નિરંતર સંઘર્ષ અને લડાઈની સ્થિતિ રહે છે, જ્યારે કે આવું સમજવું સ્વયં શરીઅતનો ઇન્કાર છે.

શરીઅતનું એલાન તો એ છે કે તેણે પ્રકૃતિ પર ન તો સહેજ પણ વધારો કર્યો છે, ન તેમાં કમી કરી છે. અલબત્ત, માણસની પ્રકૃતિ જે કંઈ માગણી કરે છે, તેણે તેને તદ્દન સ્પષ્ટ અને ચોખ્ખું કરી નાખેલ છે. પ્રકૃતિના ઈશારાઓ ગૂઢ અને રહસ્યમાં હતા, શરીઅતે તેને તદ્દન સૂર્યના પ્રકાશની જેમ સ્પષ્ટ કરી દીધા, જેથી તે રહસ્યમાં હોવાને કારણે માણસ માટે કોઈ બહાનું ન રહે. પ્રકૃતિના તકાદાઓના નિર્ધારણમાં મનુષ્યની કેટલીક નબળાઈઓના લીધે મતભેદ અને વિરોધાભાસ ઊભો થઈ શકતો હતો, શરીઅતે આ તકાદાઓને નક્કી કરીને આ મતભેદની આશંકા દૂર કરી દીધી. આનાથી વધારે કોઈ વાતનો દાવો શરીઅત કરતી નથી. આને કારણે જન્મજાત અને પ્રાકૃતિક તકવા તથા શરઈ તકવામાં જે કંઈ ફરક હોઈ શકતો હતો, તે તકવાના આત્માની હકીકત અને તેના હેતુમાં નથી હોઈ શકતો; અલબત્ત, તેના પ્રેરકોમાં હોઈ શકે છે. જન્મજાત વાતો (Instinct)માં માત્ર પોતાની જાતની રક્ષાની ભાવના છૂપાયેલ હોય છે. પ્રકૃતિમાં નફ્સની રક્ષાની સાથે ભાવનું સૌંદર્ય અને દૂરંદેશીનું પાસું પણ સ્પષ્ટ થઈ જાય છે. પરંતુ શરીઅતમાં જો સાફ-સાફ એક પરમ્ કૃપાળુ અને મહેરબાન ખુદાનો ડર અને અલ્લાહના ન્યાયનો ડર છે, જે મનુષ્યને એ વાત પર તૈયાર કરે છે કે તેના જીવન માટે જે સીધો રસ્તો નક્કી કરી દેવામાં આવ્યો છેં, તે તેના ઉપર જ ચાલે અને પથભ્રષ્ટતા અને ગુમરાહીથી બચે. આમ, શરઈ તકવાની હકીકત એ હોવી જોઈએ કે :

> ''મનુષ્ય પોતાના જીવનને નિર્ધારિત હદોના અંદર રાખે અને હૃદયના ઊંડાણમાં એ વાતથી ડરતો રહે કે જ્યાં તેણે અલ્લાહે નક્કી કરેલ કોઈ હદને તોડી તો તેને અલ્લાહની સજાથી બચાવનાર અલ્લાહ સિવાય કોઈ અન્ય નથી હોઈ શકતો.''

# તકવાનો અર્થ - કુર્આનમાં

અહીં સુધી આપણે એ વસ્તુ જાણવાની કોશિશ કરી છે કે શરઈ તકવાની હકીકત શું હોવી જોઈએ. હવે અમે કુર્આન-મજીદના પ્રકાશમાં એ બતાવવા માગીએ છીએ કે વાસ્તવમાં તકવા આ જ છે. સૌપ્રથમ 'તકવા' શબ્દને લો કે કુર્આને આ શબ્દને કયા અર્થમાં ઉપયોગ કર્યો છે. ફરમાવ્યું :

ٱلْحَجُّ أَشْهُرٌ مَّعْلُومَٰتٌ ۚ فَمَن فَرَضَ فِيهِنَّ ٱلْحَجَّ فَلَا رَفَثَ وَلَا فُسُوقَ
وَلَا جِدَالَ فِى ٱلْحَجِّ ۗ وَمَا تَفْعَلُوا۟ مِنْ خَيْرٍ يَعْلَمْهُ ٱللَّهُ ۗ وَتَزَوَّدُوا۟ فَإِنَّ
خَيْرَ ٱلزَّادِ ٱلتَّقْوَىٰ ۚ

''હજ્જના કેટલાક નિશ્ચિત મહિનાઓ છે. તેથી જે વ્યક્તિ આ મહિનાઓમાં પોતાના ઉપર હજ્જ અનિવાર્ય કરે તો ન સ્ત્રીઓ સાથે સંબંધ જાયઝ છે, ન અપશબ્દો, ન ઝઘડો (બલ્કે તેણે ભલાઈઓ કરવી જોઈએ) અને જે ભલાઈનું કામ તમે કરશો, તો અલ્લાહ તેને પોતાની જાણમાં રાખશે અને તકવાનું ભાથું લઈને હજ્જ માટે નીકળો, કેમ કે સૌથી સારું ભાથું તકવા છે.'' (સૂરઃ બકરહ : ૧૯૭)

આ આયતથી ખ્યાલ આવે છે કે દરેક ઇબાદત માટે બંધનો અને શરતો છે, અને તેનું પરિણામદાયી હોવું એ વાત ઉપર આધારિત છે કે આ નિયમો અને શરતોની સાથે તેને પૂરી કરવામાં આવે; જેમ કે હજ્જના સફર માટે જે લોકો નીકળે, તેમના માટે જરૂરી છે કે પોતાના મનને કામેચ્છાથી, જીભને ગાળાગાળીથી અને અપશબ્દો બોલવાથી, હાથ-પગને લડાઈ-ઝઘડાથી દૂર રાખે અને યથાસંભવ ભલાઈઓ કરે. પછી આ તમામ વાતોથી સુરક્ષિત રહેવાને તકવા ઠેરવવામાં આવ્યું અને આ તકવાને સૌથી સારું ભાથું કહેવામાં આવ્યું. આનો અર્થ એ છે કે જે રીતે એ વ્યક્તિ જે ભાથું લીધા વગર સફર માટે તૈયાર થઈ ગયો છે, તેનું જીવન ડગલે-ને-પગલે જોખમોમાં ઘેરાયેલ છે. કોણ જાણે ક્યારે ભૂખ અને તરસ અને વંચિતતા તેને સમાપ્ત કરી નાખે; એ જ રીતે જે વ્યક્તિ તકવાનું ભાથું અને અલ્લાહે નક્કી કરેલ સીમાઓની કાળજી રાખવાનો નિર્ધાર કર્યા વગર ચાલી નીકળ્યો છે, કોણ જાણે ક્યારે તેની મનેચ્છા અને તેની જબાનની સ્વચ્છંદતા તેની આખી હજ્જની ઇબાદતને બરબાદ કરી નાખે.

એક અન્ય જગ્યાએ ફરમાવ્યું :

وَلَا يَجْرِمَنَّكُمْ شَنَـَٔانُ قَوْمٍ عَلَىٰٓ أَلَّا تَعْدِلُوا۟ ۚ ٱعْدِلُوا۟
هُوَ أَقْرَبُ لِلتَّقْوَىٰ ۖ

''કોઈ કોમની દુશ્મનાવટ તમને એ વાત પર ઉત્તેજિત ન કરે કે તમે આ વિશે ન્યાયથી હટી જાઓ, ન્યાય પર અડગ રહો. આ જ તકવાથી વધારે સુસંગત છે.'' (સૂરઃ માઇદા : ૮)

આ આયતમાં વિરોધીઓ અને દુશ્મનો વિશે અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓ પર કાયમ રહેવાને તકવાથી વધારે સુસંગત ઠેરવવામાં આવેલ છે. એક બીજી જગ્યાએ ફરમાવ્યું :

وَتَعَاوَنُوا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى ۖ وَلَا تَعَاوَنُوا عَلَى الْإِثْمِ وَالْعُدْوَانِ

"સત્યની અદાયગી અને તકવાના કાર્યોમાં (એક-બીજાથી) સહયોગ કરો અને હક્કોના હનન અને અતિરેકના કાર્યોમાં (એક-બીજાથી) સહયોગ ન કરો." (સૂરઃ માઈદા : ૨)

આ આયતમાં بِرّ ની اِثْم થી તથા تقوىٰ ની عُدْوان થી સરખામણી કરવામાં આવી છે અને કોઈ શબ્દનો વિરોધી પોતાના વિરોધી શબ્દના સાચા અર્થના નિર્ધારણમાં સૌથી વધારે સહાયભૂત થાય છે. عُدْوان નો અર્થ تجاوز عن الحد અર્થાત્ પોતાની નિર્ધારિત હદથી આગળ વધી જવું છે. આને લીધે તકવાનો અર્થ અલ્લાહે નક્કી કરેલ હદોની રક્ષાનો થશે, અર્થાત્ અલ્લાહે જે હક્કો આવશ્યક ઠરાવી દીધા છે, જે હદો નિર્ધારિત કરી દીધી છે, જે હલાલ અને હરામ નક્કી કરી દીધેલ છે, તે બધાની અલ્લાહના સંપૂર્ણ ડરની સાથે કાળજી રાખવામાં આવે, તેની રક્ષા કરવામાં આવે.

સૂરઃ તૌબામાં છે કે :

لَمَسْجِدٌ أُسِّسَ عَلَى التَّقْوٰى مِنْ أَوَّلِ يَوْمٍ أَحَقُّ أَنْ تَقُومَ فِيهِ

"જે મસ્જિદનો પાયો પ્રથમ દિવસથી તકવા પર હોય, તે એ વાતની વધારે હકદાર છે કે તમે તેમાં નમાઝ પઢો." (સૂરઃ તૌબા : ૧૦૮)

કુર્આનમાં આ આયતથી ઉપરની આયતમાં મસ્જિદે-ઝિરારનો ઉલ્લેખ છે, જેનો ઉદ્દેશ્ય ضِرَارًا وَكُفْرًا وَتَفْرِيقًا بَيْنَ الْمُؤْمِنِينَ وَإِرْصَادًا لِمَنْ حَارَبَ اللَّهَ وَرَسُولَهُ[1] વર્ણવવામાં આવ્યો છે, અર્થાત્ મુસલમાનોને નુકસાન પહોંચાડવું, અલ્લાહ સાથે નિમકહરામી કરવી, મુસલમાનોમાં ફાટફૂટ નાખવી તથા અલ્લાહ અને તેના રસૂલના વિરોધીઓ માટે એક અડ્ડો ઉપલબ્ધ કરાવવો; ત્યારબાદ આ મસ્જિદનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેનો પાયો તકવા પર મૂકવામાં આવ્યો છે. આનાથી ખ્યાલ આવે છે કે જે વાતો આ વાતોની વિરોધી છે, અર્થાત્ મુસલમાનોની ભલાઈ, અલ્લાહ સાથે વફાદારી, મુસલમાનોમાં

૧. એ આશયથી કે (સત્યના સંદેશને) નુકસાન પહોંચાડે અને (અલ્લાહની બંદગી કરવાની જગ્યાએ) કુફ્ર કરે અને ઈમાનવાળાઓમાં ફાટફૂટ પડાવે અને (આ દેખાવમાત્રની ઈબાદતગાહને તે વ્યક્તિ માટે છાપો મારવાનું ગુપ્ત સ્થાન બનાવે જે આ અગાઉ અલ્લાહ અને તેના રસૂલ વિરુદ્ધ લડાઈ કરી ચૂક્યો છે. —સૂરઃ તૌબા : ૧૦૭

એકતા અને સંપ, દિલોને જીતવાની કોશિશ તથા અલ્લાહ અને તેના રસૂલના વિરોધીઓથી બેપરવાઈ, આ તમામ તકવાની વાતો છે.

એક અન્ય જગ્યાએ ફરમાવ્યું છે :

إِذْ جَعَلَ الَّذِينَ كَفَرُوا فِي قُلُوبِهِمُ الْحَمِيَّةَ حَمِيَّةَ الْجَاهِلِيَّةِ فَأَنزَلَ اللَّهُ سَكِينَتَهُ عَلَىٰ رَسُولِهِ وَعَلَى الْمُؤْمِنِينَ وَأَلْزَمَهُمْ كَلِمَةَ التَّقْوَىٰ وَكَانُوا أَحَقَّ بِهَا وَأَهْلَهَا

''યાદ કરો, કાફિરોએ પોતાના હૃદયોમાં પક્ષપાત ઊભો કરી દીધો, અજ્ઞાનતા-કાળનો પક્ષપાત, તો અલ્લાહે પોતાના તરફથી પોતાના રસૂલ અને ઈમાનવાળાઓ ઉપર શાંતિ ઉતારી અને તેમને તકવાની વાત પર પાબંદ રાખ્યા અને તેઓ તેના હકદાર અને યોગ્ય હતા.'' (સૂરઃ ફત્હ : ૨૬)

મક્કાના કાફિરોએ હુદૈબિયાના દિવસે અજ્ઞાનતાકાળના પક્ષપાતના ઝનૂનમાં મુસલમાનોને બૈતુલ્લાહમાં પ્રવેશવાથી રોકી દીધા હતા અને મુસલમાનો એક શક્તિશાળી કોમ અને સમૂહની સાથે ત્યાં હાજર હતા અને તેમની ભાવનાઓ કાફિરોના અપમાનજનક વ્યવહારથી ઉત્તેજિત થઈ રહી હતી, તેમ છતાં તેઓ અલ્લાહ અને તેના નિર્ણય પર રાજી રહ્યા તેમજ ભાવનાઓના પ્રવાહમાં એ હદથી આગળ ન વધ્યા, જેના પર અલ્લાહના રસૂલે તેમને રોકી દીધા હતા. અલ્લાહ અને રસૂલના ફેંસલા પર આ જ સંતોષને, જે તેમણે رَضِيتُ بِاللّٰهِ رَبًّا وَّ بِالْإِسْلَامِ دِيْنًا وَّ بِمُحَمَّدٍ رَّسُوْلًا[1] ના શબ્દોમાં પ્રગટ કર્યો.

ઉપરોક્ત આયતમાં તકવાની વાતને દર્શાવવામાં આવી છે અને મુસલમાનોની ખૂબ જ પ્રશંસા કરવામાં આવી છે કે ખૂબ જ ધૈર્ય માગતા સંજોગોમાં પણ તેઓ આ વાતને યોગ્ય ઠર્યા.

એક ઉપરછલ્લી નજર એ કાર્યો પર નાખી લઈએ, જેને કુર્આને اِتِّقَاء થી સરખાવ્યા છે; જેમ કે ફરમાવ્યું :

وَلَوْ أَنَّهُمْ آمَنُوا وَاتَّقَوْا لَمَثُوبَةٌ مِّنْ عِندِ اللَّهِ خَيْرٌ

''અને જો તેઓ ઈમાન લાવતા અને તકવા અપનાવતા, તો અલ્લાહની પાસે તેમના માટે સૌથી સારો બદલો હતો.'' (સૂરઃ બકરહ : ૧૦૩)

અહીં اِتَّقُوا શબ્દ તદન واعملوا الصالحات ની જગ્યા પર છે અને વાતના પરિપ્રેક્ષ્યને

૧. તેણે ઈમાનનો સ્વાદ ચાખી લીધો, જે અલ્લાહના રબ, ઈસ્લામના દીન અને મુહમ્મદ સલ્લ.ના રસૂલ હોવા પર રાજી થઈ ગયો. —મુસ્લિમ, મિશ્કાત.

સામે રાખીને વિચાર કરવાથી ખ્યાલ આવે છે કે યહૂદીઓ અલ્લાહના ગ્રંથને છોડીને જે ભૂત-પ્રેતની વિદ્યાઓમાં ગ્રસ્ત થઈ ગયા હતા, તેનાથી બચવા માટે આ શબ્દનો ઉપયોગ થયો છે. બીજી જગ્યાએ ફરમાવ્યું :

وَلَكُمْ فِي الْقِصَاصِ حَيٰوةٌ يَّاُولِي الْاَلْبَابِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ۝

''અને તમારા માટે કિસાસ (હત્યાનો બદલો)માં જીવન છે. હે બુદ્ધિશાળીઓ ! જેથી તમે તકવા અપનાવો.'' (સૂરઃ બકરહ : ૧૭૯)

અર્થાત્ જો કિસાસમાં ચૂક કે નિષ્કાળજી દાખવવામાં આવી તો કોઈની પણ જાન બીજાઓના અતિરેકથી સલામત નહીં રહે. આમ, સીમાઓ પર કાયમ રહેવા અને કાયમ રાખવા માટે કિસાસ આવશ્યક છે. અહીં અલ્લાહની હદોની તકેદારી માટે તકવાનો શબ્દ વપરાયો છે.

રોઝા વિશે ઉલ્લેખ છે કે :

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ الصِّيَامُ كَمَا كُتِبَ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ۝

''હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર રોઝા ફર્ઝ કરવામાં આવ્યા છે, જે રીતે એ લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા જેઓ તમારા અગાઉ હતા, જેથી તમે તકવા અપનાવો.'' (સૂરઃ બકરહ : ૧૮૩)

રોઝાનો હેતુ એ છે કે માણસને પોતાની ભાવનાઓ અને મનેચ્છાઓ પર કાબૂ પ્રાપ્ત થઈ જાય, જેથી તે જીવનના વિભિન્ન તબક્કાઓમાં અલ્લાહની હદોની રક્ષા કરી શકે. આ જ ભાવાર્થની لَعَلَّكُمْ تَتَّقُوْنَ ના શબ્દથી તુલના કરવામાં કરવામાં આવી છે.

એક જગ્યાએ છે :

فَمَنِ اعْتَدٰى عَلَيْكُمْ فَاعْتَدُوْا عَلَيْهِ بِمِثْلِ مَا اعْتَدٰى عَلَيْكُمْ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ۝

''આમ, જે તમારા ઉપર અતિરેક કરે તો તેના ઉપર તમે એટલો જ અતિરેક કરો, જેટલો તેણે તમારા ઉપર કર્યો છે, અને અલ્લાહથી ડરો અને જાણી લો કે અલ્લાહ મુત્તકીઓ (અલ્લાહથી ડરવાવાળાઓ)ની સાથે છે.'' (સૂરઃ બકરહ : ૧૯૪)

અહીં وَاتَّقُوا اللّٰهَ નો અર્થ એ છે કે બદલો લેવામાં પોતાના હક્કથી આગળ ન જાઓ, બલ્કે અલ્લાહતઆલાએ નક્કી કરેલ હદોના પાબંદ રહો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحَرِّمُوْا طَيِّبٰتِ مَاۤ اَحَلَّ اللّٰهُ لَكُمْ وَلَا تَعْتَدُوْا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ۝ وَكُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًا ۪ وَّاتَّقُوا اللّٰهَ الَّذِيْۤ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ ۝

"હે ઈમાનવાળાઓ ! અલ્લાહે જે વસ્તુઓ તમારા માટે હલાલ ઠરાવી છે, તેમાંની પવિત્ર અને શુદ્ધ વસ્તુઓને ન તો હરામ કરો અને ન હદથી આગળ વધો. અલ્લાહ હદ વટાવી જનારાઓને મિત્ર નથી રાખતો અને અલ્લાહે જે તમને હલાલ અને પવિત્ર વસ્તુઓ પ્રદાન કરી છે, તેમાંથી ખાઓ અને અલ્લાહથી ડરો, જેના પર તમે ઈમાન લાવ્યા છો."
(સૂરઃ માઈદા : ૮૮)

અહીં وَاتَّقُوا اللّٰهَ (અલ્લાહથી ડરો) થી અભિપ્રેત એ છે કે અલ્લાહતઆલાએ હલાલ અને હરામની જે હદો ઠરાવી દીધી છે, તેની પૂરેપૂરી પાબંદી કરો. તેણે હલાલ કરેલ વસ્તુઓને ન તો હરામ ઠરાવો, ન હરામ કરેલ વસ્તુઓને જાયઝ. જે વ્યક્તિ આવું કરે છે, તે અલ્લાહની નજરમાં પ્રકોપપાત્ર છે અને તેના માટે કઠોર સજા છે.

اَلَّذِيْنَ عٰهَدْتَّ مِنْهُمْ ثُمَّ يَنْقُضُوْنَ عَهْدَهُمْ فِيْ كُلِّ مَرَّةٍ وَّهُمْ لَا يَتَّقُوْنَ ۝

"તે લોકો જેનાથી તમે કરાર કર્યો છે, પછી તેઓ પોતાનું વચન દરેક વખતે તોડી નાખે છે અને તેઓ નથી બચતા." (સૂરઃ અન્ફાલ : ૫૬)

આ આયતમાં لَا يَتَّقُوْنَ થી અભિપ્રેત વચનભંગ અને અપ્રમાણિકતાથી ન બચવું છે.

وَاُولَاتُ الْاَحْمَالِ اَجَلُهُنَّ اَنْ يَّضَعْنَ حَمْلَهُنَّ ؕ وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مِنْ اَمْرِهٖ يُسْرًا ۝

"અને ગર્ભવતી મહિલાઓની મુદ્દત પ્રસૂતિ છે અને જે અલ્લાહથી ડરશે, અલ્લાહ તેના મામલામાં સરળતા પેદા કરી દેશે." (સૂરઃ તલાક : ૪)

આ આયતમાં એ વાતને તકવાનું નામ આપવામાં આવ્યું છે કે ગર્ભવતી મહિલાને જો તલાક આપવામાં આવે તો તેની પ્રસૂતિથી પહેલા તેને ઘરમાંથી કાઢી મૂકવામાં ન આવે અને આ દરમ્યાન તેના ભરણ-પોષણની જવાબદારી ઉઠાવવામાં આવે અને તેને દરેક પ્રકારના સદ્‌વ્યવહારની હકદાર સમજવામાં આવે.

وَ اَحْصُوا الْعِدَّةَ ۚ وَاتَّقُوا اللّٰهَ رَبَّكُمْ ۚ لَا تُخْرِجُوْهُنَّ مِنْ بُيُوْتِهِنَّ

وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مَخْرَجًا ۙ وَّيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ ۚ

''...અને ઇદ્દતની ગણતરી કરો અને અલ્લાહથી ડરો, જે તમારો રબ છે. તેમને કાઢી ન મૂકો તેમના ઘરોમાંથી... અને જે અલ્લાહથી ડરશે, તેના માટે (મુશ્કેલીમાંથી નીકળવાનો) રસ્તો કાઢશે અને તેને એવા માર્ગેથી રોજી આપશે જેના તરફ તેમને કલ્પના પણ નહીં હોય.''

(સૂરઃ તલાક : ૧-૨-૩)

# મુત્તકીઓનાં ગુણો

હવે આપણે એક ઉપરછલ્લી નજર તે આયતો પર નાખી લેવી જોઈએ, જેમાં મુત્તકીઓ (અલ્લાહથી ડરવાવાળાઓ)ના ગુણો અને લક્ષણો વર્ણવવામાં આવ્યા છે, જેથી સારી રીતે સ્પષ્ટ થઈ જાય કે કુર્આનની પરિભાષામાં કયા લોકો 'મુત્તકી' છે.

ફરમાવ્યું,

لَيْسَ الْبِرَّ اَنْ تُوَلُّوْا وُجُوْهَكُمْ قِبَلَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَلٰكِنَّ الْبِرَّ مَنْ
اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَالْمَلٰٓئِكَةِ وَالْكِتٰبِ وَالنَّبِيّٖنَ ۚ وَاٰتَى الْمَالَ عَلٰى
حُبِّهٖ ذَوِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنَ وَابْنَ السَّبِيْلِ ۙ وَالسَّآئِلِيْنَ وَفِى
الرِّقَابِ ۚ وَاَقَامَ الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ ۚ وَالْمُوْفُوْنَ بِعَهْدِهِمْ اِذَا عٰهَدُوْا ۚ
وَالصّٰبِرِيْنَ فِى الْبَاْسَآءِ وَالضَّرَّآءِ وَحِيْنَ الْبَاْسِ ۗ اُولٰٓئِكَ الَّذِيْنَ صَدَقُوْا ۗ
وَاُولٰٓئِكَ هُمُ الْمُتَّقُوْنَ ۝

''આ વફાદારી નથી કે તમે પોતાનું મોઢું પૂર્વ કે પશ્ચિમ તરફ કરી લો, બલ્કે વફાદારી તો એ લોકોની વફાદારી છે, જેઓ અલ્લાહ પર, આખિરતના દિવસ પર, ફરિશ્તાઓ પર, ગ્રંથો પર અને પયગંબરો

પર ઈમાન લાવે અને તેનાં પ્રેમમાં સગાવ્હાલાઓ, અનાથો, ગરીબો, મુસાફરો, માગનારાઓને ધન આપે અને ગરદનોને મુક્ત કરાવે, નમાઝ કાયમ કરે, ઝકાત આપે અને પોતાના વચનોને પૂરા કરનારા હોય, જ્યારે તેઓ વચન આપે, અને વિશેષતઃ મુસીબત અને તકલીફમાં અને યુદ્ધમાં અડગ રહેનારા હોય. આ જ લોકો છે જેઓ સાચા છે અને આ જ લોકો છે જેઓ મુત્તકી છે." (સૂરઃ બકરહ : ૧૭૭)

આ આયતની કોઈ સમજૂતીની જરૂર નથી (સરળતાથી સમજાય એવી છે). દીનદારી અને તકવાના સંપૂર્ણ તકાદાઓ આમાં વર્ણવી દેવામાં આવ્યા છે અને તેની સાથે એમાં એ લોકોનું પૂરેપૂરું ખંડન પણ થઈ ગયું છે, જેઓ દીનની માગણીઓમાં કેટલીક રસમો અથવા કેટલાક આદેશોની પાબંદીમાં અતિશયોક્તિ કરીને એવું ઇચ્છે છે કે આ અતિરેકથી એમાં જે કમી થઈ છે તેને દૂર કરી દે, જે તેઓ દીનની અસલી માગણીઓ પૂરી કરવામાં કરી રહ્યા છે. કુર્આને સ્પષ્ટપણે કહી દીધું છે કે આ વફાદારી અને તકવા નથી, તકવાના કાર્યોમાં આ અને આ કાર્યો અસલ અને પાયાની હેસિયત ધરાવે છે અને તેમાં વિશેષ રૂપે નોંધપાત્ર કાર્યો એ છે કે મુસીબતો અને તકલીફો અને યુદ્ધોમાં સત્ય કાજે અડગતા અને દૃઢ-નિશ્ચયનો ગુણ સ્પષ્ટપણે દેખાતો હોય.

બીજી જગ્યાએ ફરમાવ્યું,

بَلٰى مَنْ اَوْفٰى بِعَهْدِهٖ وَاتَّقٰى فَاِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ۝

"અલબત્ત, જે પોતાના વચનને પૂરું કરે અને (વચનભંગ અંગે અલ્લાહથી) ડરે તો અલ્લાહતઆલા ડર રાખવાવાળાઓને મિત્ર રાખે છે." (સૂરઃ આલે ઇમરાન : ૭૬)

આ આયતમાં એ લોકોને, જેઓ અલ્લાહતઆલાના કરાર પર કાયમ રહે અને કરારભંગથી બચે, તેમને મુત્તકી (અલ્લાહથી ડરવાવાળાં) અને અલ્લાહના પ્રિય ઠેરવવામાં આવ્યા છે.

يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ
الْمُنْكَرِ وَيُسَارِعُوْنَ فِى الْخَيْرٰتِ ؕ وَاُولٰٓئِكَ مِنَ الصّٰلِحِيْنَ ۝ وَمَا يَفْعَلُوْا
مِنْ خَيْرٍ فَلَنْ يُّكْفَرُوْهُ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ۝

"અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન લાવે છે અને ભલાઈની આજ્ઞા કરે છે અને બૂરાઈથી રોકે છે અને ભલાઈના કાર્યોમાં સક્રિય રહે

છે અને આ જ લોકો સદાચારીઓમાંથી છે અને જે ભલાઈના કાર્યો કરશે, તેનો ઈન્કાર કરવામાં નહીં આવે અને અલ્લાહ મુત્તકીઓને સારી રીતે જાણે છે." (સૂરઃ આલે ઈમરાન : ૧૧૪-૧૧૫)

આ આયતમાં અલ્લાહ પર ઈમાન, આખિરત પર ઈમાન, નહિ અનિલ મુન્કર (બૂરાઈથી રોકવું), ભલાઈના કાર્યોમાં સક્રિય રહેવું, વગેરેને મુત્તકીઓ (અલ્લાહથી ડરવાવાળાઓ) અને સાલેહીન (સદાચારીઓ)ના ગુણોમાં આલેખવામાં આવેલ છે.

وَسَارِعُوٓا إِلَىٰ مَغْفِرَةٍ مِّن رَّبِّكُمْ وَجَنَّةٍ عَرْضُهَا السَّمٰوٰتُ وَالْأَرْضُ
أُعِدَّتْ لِلْمُتَّقِينَ ۝ الَّذِينَ يُنفِقُونَ فِي السَّرَّآءِ وَالضَّرَّآءِ وَالْكٰظِمِينَ
الْغَيْظَ وَالْعَافِينَ عَنِ النَّاسِ ۗ وَاللَّهُ يُحِبُّ الْمُحْسِنِينَ ۝

"અને દોડી પડો પોતાના રબની બક્ષિસ (ક્ષમા અને મુક્તિ)ની તરફ અને તે જન્નત તરફ, જેની વિશાળતા આકાશ અને ધરતી જેવી છે અને એ મુત્તકીઓ માટે તૈયાર કરવામાં આવેલ છે, જેઓ સમૃદ્ધિ અને તંગીમાં ખર્ચ કરે છે, ગુસ્સાને પી જનારાં અને લોકોને માફ કરી દેનારાં છે અને અલ્લાહ (આવા) સુંદર ગુણો ધરાવનારા લોકોને મિત્ર રાખે છે."

(સૂરઃ આલે ઈમરાન : ૧૩૩-૧૩૪)

આ આયતમાં મુત્તકીઓનાં એ વિશિષ્ટ ગુણો વર્ણવવામાં આવ્યા છે કે તેઓ તંગી અને ખુશહાલી દરેક સ્થિતિમાં લોકોના હક્કો અદા કરવાનો પ્રયત્ન કરે છે અને દુશ્મનો માટે પણ તેમના અંદર દયા અને અનુકંપા તથા માફી અને ક્ષમાપના હોય છે.

إِلَّا الَّذِينَ عٰهَدتُّم مِّنَ الْمُشْرِكِينَ ثُمَّ لَمْ يَنقُصُوكُمْ شَيْـًٔا وَلَمْ
يُظٰهِرُوا عَلَيْكُمْ أَحَدًا فَأَتِمُّوٓا إِلَيْهِمْ عَهْدَهُمْ إِلَىٰ مُدَّتِهِمْ ۚ إِنَّ اللَّهَ
يُحِبُّ الْمُتَّقِينَ ۝

"પરંતુ એ લોકો જેમના સાથે તમે સંધિ કરી છે, મુશ્રિકોમાંથી, પછી એમણે (સંધિનું પાલન કરવામાં) કોઈ કમી નથી કરી અને તમારા વિરુદ્ધ કોઈની મદદ નથી કરી, તો તેમની સંધિને તેની મુદ્દત સુધી પૂરી કરો, અલ્લાહ મુત્તકીઓને મિત્ર રાખે છે." (સૂરઃ તૌબા : ૪)

આ આયતમાં સંધિ અને કોલ-કરારની પાબંદી કરનારાઓને મુત્તકી (અલ્લાહથી ડર રાખનારાઓ) અને અલ્લાહના પ્રિય કહેવામાં આવ્યા છે.

تِلْكَ الدَّارُ الْاٰخِرَةُ نَجْعَلُهَا لِلَّذِيْنَ لَا يُرِيْدُوْنَ عُلُوًّا فِي الْاَرْضِ وَلَا فَسَادًا ۭ وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ ۝

''આ આખિરતનું ઘર અમે એ લોકો માટે વિશિષ્ટ કરી દઈશું, જેઓ ધરતી ઉપર અહંકાર નથી કરતા અને બગાડ નથી ફેલાવતા અને પરિણામની દૃષ્ટિએ સફળતા મુત્તકીઓ માટે છે.'' (સૂર: કસસ : ૮૩)

આ આયતમાં એ લોકોને મુત્તકી કહેવામાં આવ્યા છે, જેઓ અલ્લાહની ધરતીમાં અલ્લાહના કાનૂનનું પાલન કરે છે અને તેમાં બગાડ અને ઉપદ્રવ નથી મચાવતા, અર્થાત્ અલ્લાહના કાનૂનને તોડી-ફોડી નથી નાખતા.

اِنَّ الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ۝ اٰخِذِيْنَ مَآ اٰتٰىهُمْ رَبُّهُمْ ۭ اِنَّهُمْ كَانُوْا قَبْلَ ذٰلِكَ مُحْسِنِيْنَ ۝ كَانُوْا قَلِيْلًا مِّنَ الَّيْلِ مَا يَهْجَعُوْنَ ۝ وَبِالْاَسْحَارِ هُمْ يَسْتَغْفِرُوْنَ ۝ وَفِيْٓ اَمْوَالِهِمْ حَقٌّ لِّلسَّاۗىِٕلِ وَالْمَحْرُوْمِ ۝

''મુત્તકી લોકો બગીચાઓ અને ઝરણાઓના વચ્ચે હશે, નેઅ્મતો (બક્ષિસો)થી સંમાનિત, જે તેમને તેમના રબે પ્રદાન કરી હશે. નિઃશંક, તે લોકો આનાથી અગાઉ સત્કર્મો કરનારા હતા, રાત્રિઓમાં ઓછું ઊંઘતા હતા અને એ જ રાત્રિના પાછલા પહોરોમાં ક્ષમા-યાચના કરતા હતા, અને તેમના માલમાં માગનારાઓ અને વંચિતોનો હક્ક હતો.''

(સૂર: ઝારિયાત : ૧૫-૧૯)

આ આયતમાં મુત્તકીઓના ગુણો એ બતાવવામાં આવ્યા છે કે તેઓ તહજ્જુદ (રાત્રે પઢવામાં આવતી વધારાની નમાઝ) પઢે છે, સવારે ઈસ્તગફાર (ક્ષમા-યાચના) કરે છે, પોતાનાં ધન-સંપત્તિમાંથી જરૂરતમંદો અને વંચિતો-ગરીબોનો હક્ક કાઢે છે.

تَقْوٰى, اِتِّقَاء, تُقٰى ની જે વિશેષતાઓ કુર્આન-મજીદે વર્ણવી છે, તે એક ક્રમબદ્ધ વિષયની સાથે અમે પ્રસ્તુત કરી દીધી છે. તેના ઉપર એક નજર નાખીને દરેક વ્યક્તિ સરળતાથી અનુમાન કરી શકે છે કે તકવાની જે અનિવાર્ય શરતો આજે સમજી લેવામાં આવેલ છે, તેને આ તકવાથી કોઈ સંબંધ નથી, જેની માગણી કુર્આન-મજીદે કરી છે.

કુર્આન-મજીદ જે વસ્તુને તકવા ઠરાવે છે, તેની હકીકત આનાથી વધારે કંઈ જ નથી કે માણસ અલ્લાહત્આલાએ નિર્ધારિત કરેલ સીમાઓની પાબંદી કરે અને એ રીતે ડરીને કરે કે આજે કરેલ નાનામાં નાની ભૂલનો પણ એક દિવસે અલ્લાહને હિસાબ આપવાનો છે અને એ દિવસે ન કોઈની મિત્રતા કામ આવશે, ન કોઈની કોશિશ અને ન તો ભલામણ કોઈ લાભ પહોંચાડી શકશે; માત્ર વ્યક્તિના સારા કાર્યો જ કામ આવશે અને અલ્લાહની દયા અને બક્ષિસ !!

# તકવાની હકીકત - હદીસના પ્રકાશમાં

## હદીસો વિશે એક સૈદ્ધાંતિક ચર્ચા

અગાઉની ચર્ચામાં તકવાની હકીકત પર કુર્આન-મજીદને સામે રાખીને ચર્ચા કરવામાં આવી હતી. હવે અમારી ઇચ્છા છે કે હુઝૂર નબી કરીમ ﷺ ના ઇરશાદોના પ્રકાશમાં પણ જોવામાં આવે કે તકવાની હકીકત શું છે ? પરંતુ હદીસો પર વિચાર કરતાં પહેલા હદીસો વિશે એક સૈદ્ધાંતિક હકીકત નજર સામે રહેવી જોઈએ. તે એ છે કે જે રીતે અલ્લાહના રસૂલો દરમ્યાન ભેદ કરવો નાજાયઝ (અનુચિત) છે, આપણે એવું નથી કરી શકતા કે કોઈના પર ઈમાન લાવીએ અને કોઈનો ઇન્કાર કરી દઈએ; જે રીતે કુર્આન-મજીદની આયતોમાં ભેદ કરવું હરામ (નિષિદ્ધ) છે, આપણને એ અધિકાર નથી કે તેના અમુક ભાગને હુજ્જત (પ્રમાણ) અને દલીલ માટે ઉપયોગ કરી લઈએ અને અમુકને છોડી દઈએ; એ જ રીતે એ વાત પણ તદ્દન નાજાયઝ છે કે રસૂલ ﷺ ના કથનો અને ઇરશાદોમાંથી અમુકને આપણે આપણા અમલ કે દલીલ માટે ઉપયોગ કરી લઈએ અને અમુકની અવગણના કરી દઈએ. આ તમામ પરિસ્થિતિઓમાં અમુકને છોડી દેવું બધાને છોડી દેવા સમાન છે; અને અત્યંત મૂર્ખ છે એ મુસલમાન, જે અલ્લાહ અને તેના રસૂલ ﷺ ની શિક્ષાઓમાં આ પ્રકારનો ભેદ કરે છે. પરંતુ અફસોસ છે કે આ પ્રકારનો તફાવત અને વહેંચણીનો ફિત્નો (બગાડ) સામાન્ય છે. કેટલાય મુસલમાનો છે, જેઓ નબી કરીમ ﷺ ની શિક્ષાઓમાં આ જ પ્રકારનો તફાવત અને ચીરફાડ કરીને પોતાના ભ્રમમાં અત્યંત મુત્તકી બનીને ફરી રહ્યા છે, જો કે તેઓ જો આપ ﷺ ની શિક્ષાઓ પર સર્વગ્રાહી હેસિયતે નજર નાખે તો તેમને ખ્યાલ આવશે કે તકવા તો દૂરની વાત છે, તેમનાં ઈમાન અને ઈસ્લામ પણ જોખમમાં છે. આવા જ ભેદ અને તફાવતનો ચમત્કાર છે કે કેટલીક દુઆઓ અને અમુક નવાફિલ પર, જેના વિશે કોઈ મોટા અજ્રો-સવાબ (બદલો અને પુણ્ય)નો ઉલ્લેખ હદીસોમાં જોવા મળે છે, તો અમુક લોકો તેનો અર્થ એ સમજે છે કે જે વ્યક્તિ પણ આ દુઆ કે નફ્લનો પ્રબંધ કરશે, તેના માટે અજ્રો-સવાબ

અને (મુત્તકીનો) દરજ્જો અને સ્થાન છે, ચાહે જીવનના બીજા વિભાગોમાં તેનું વલણ રસૂલ ﷺ ના આદેશો અનુસાર હોય કે ન હોય; જયારે કે આ વાત તદ્દન ખોટી છે.

અમુક નવાફિલ અને કેટલીક દુઆઓ તથા વિર્દ અને વઝાઈફ (મંત્રોચ્ચાર, જાપ અને માળા જપવી) માટે જે મોટી બરકતોનો હદીસોમાં ઉલ્લેખ આવેલ છે, તે એ લોકો માટે છે જેઓ પોતાના સમગ્ર જીવનને શરીઅતની સીમાઓની અંદર રાખીને આ વિર્દ અને વઝાઈફનો પ્રબંધ કરે છે; નહિં તો સંભવ છે કે એક તરફ એક વ્યક્તિ કોઈ વઝીફા કે નફ્લનો પાબંદ હોય અને બીજી તરફ તેની રોજી કે કમાણી હરામ (અવૈધ) હોય; એક તરફ તો તે રાતભર નફ્લ નમાઝો પઢતો હોય અને તસ્બીહો (અલ્લાહનું સ્મરણ) કરતો હોય, પણ બીજી તરફ તે આખો દિવસ કોઈ અસત્ય વ્યવસ્થાની સેવા અને અનુપાલનમાં વિતાવતો હોય; એક તરફ તો નમાઝોમાં તેની પિંડીઓ (Shin-bones) સૂજી જતી હોય, પણ બીજી તરફ તેના પાડોશીઓ અને તેના સગાવહાલાઓને તેની તકલીફોથી કદી શાંતિ ન મળી હોય. આવા વ્યક્તિ માટે પોતાના વિર્દ અને વઝાઈફથી તકવાનો દરજ્જો પ્રાપ્ત કરવો તો દૂર રહ્યું, હદીસોથી જાણ થાય છે કે તેનું ઈમાન પણ વિશ્વસનીય નથી; કેમ કે નબી કરીમ ﷺ એ જો એક તરફ એમ ફરમાવ્યું છે કે ફલાણી-ફલાણી દુઆઓથી માણસના આટ-આટલાં ગુનાઓ માફ થઈ જાય છે, તો બીજી તરફ એ પણ ફરમાવ્યું છે કે હરામખોરની કોઈ જ દુઆ કબૂલ થતી નથી. જો એક તરફ એમ ઈરશાદ ફરમાવેલ છે કે રાત્રિઓમાં જાગીને નવાફિલ પઢવાનો આ અજ્રો-સવાબ છે, તો બીજી તરફ એ પણ ફરમાવ્યું છે કે અનાથનો હક્ક હડપ કરનારો પોતાનું ઈમાન ખોઈ નાખે છે. આનાથી ખ્યાલ આવે છે કે જે લોકોએ રસૂલ ﷺ ના આદેશો અને નિર્દેશોમાંથી અમુક વાતો પસંદ કરી લીધી છે અને તેના ઉપર અમલ કરીને સંતુષ્ટ બનીને બેસી ગયા છે કે તેઓ 'મુત્તકી' બની ગયા છે, તેઓ સખત ભ્રમમાં અને ફિત્ના (અજમાયશ)માં ગ્રસ્ત છે.

અલ્લાહના રસૂલો કોઈ દુકાનદાર બનીને નથી આવતા કે તમને તેમની દુકાનનો જે માલ પસંદ આવે તે ખરીદી લો. તેઓ તો તમારા જીવન માટે જેનું આજ્ઞાપાલન કરવું આવશ્યક છે તેવા માર્ગદર્શક બનીને આવે છે કે ચોખ્ખું હૃદય અને ચોખ્ખા પ્રાણ બંનેય તેને સમર્પિત કરી દો અને જીવનના દરેક પાસામાં તેના જ નમૂના (આદર્શ)નું પાલન કરો.

અને વિચાર કરો, તો આ વાત તદ્દન બુદ્ધિ અને સ્વભાવ અનુસાર છે. જો કહેવામાં આવે કે જે ખેડૂત એક દાણો જમીનમાં નાખે છે, તે દસ ગણું મેળવે છે, તો તેનો અર્થ કદાપિ એ નથી કે આ પરિણામ એ સ્થિતિમાં પણ મળશે, જયારે કે બીજ ખરાબ અને સડી ગયેલ હોય અને કોઈ ફળદ્રુપ જમીનના બદલે કોઈ વેરાન અને ખરાબ જમીનમાં

જ નાખી દેવામાં આવ્યું હોય, અથવા બીજ પેરવાની મોસમમાં તદ્દન કસમયે અને મોસમથી વિપરીત જ જમીનમાં તેને ફેંકી દેવામાં આવ્યું હોય, અથવા બીજ નાખ્યા પછી આકાશી અને જમીની આફતોથી તેને બચાવવાનો પ્રયત્ન પણ ન કરવામાં આવ્યો હોય; બલ્કે તેનો અર્થ એ થાય છે કે જે ખેડૂત ખેતીની શરતો પૂરી કરે છે, તેના માટે કુદરતના નિયમે એ બરકત મૂકી છે કે તે એક દાણો વાવીને તેનું ફળ દસ ગણું મેળવે છે. બાકી રહ્યો એ મૂર્ખ ખેડૂત જે સવારે તો બીજ વાવે છે અને સાંજે જઈને તેના પર હળ ચલાવી દે છે, તો ખળું ભરાઈ જવાનું તો દૂર રહ્યું, તે પોતાની મહેનત અને મૂડી પણ બરબાદ કરી નાખે છે અને પાડોશીઓના મ્હેણાં-ટોણા પણ સાંભળે છે.

આ જ સ્થિતિ એ મુસલમાનોની છે, જેમણે કોઈ નેકી (ભલાઈ)ના કલેમા કે તકવાના કાર્યોને 'બિર્ર' (ઉચ્ચતમ્ નેકી) અને તકવાનું અસલ સ્થાન સમજી લીધું છે અને એ વાતની તેમને જરાય ખબર નથી કે પોતાના તકવાની ઇમારત રાત્રે જેટલી ઊંચી કરી રહ્યા છે, દિવસે પોતાના કાર્યોના કારણે તેનાથી વધારે તેને ધ્વસ્ત કરી નાખે છે. આ ભોળાભાળા લોકો એ તો જાણે છે કે ફલાણા કલેમાને આટલી વાર પઢી લેવાથી આ દરજ્જો મળી જાય છે અને ફલાણા સમયે આટલી નફ્લ રકઅતો અદા કરી લેવાથી આ સવાબ પ્રાપ્ત થઈ જાય છે, પરંતુ એ વાત તદ્દન નથી જાણતા કે જે રસૂલે આ વાતો બતાવી છે, તેણે જ એ પણ બતાવ્યું છે કે ફલાણી-ફલાણી વાતો કરવાથી માણસની બધી કોશિશો વિનષ્ટ થઈ જાય છે.

હદીસો વિશે આ સૈદ્ધાંતિક અને મહત્ત્વની હકીકત નજર સામે રાખીને તમે હદીસો પર વિચાર કરશો, તો તમને ખ્યાલ આવશે કે તકવાની જે હકીકત અમે કુર્આન-મજીદથી નિર્ધારિત કરી છે, એની જ પુષ્ટિ નબી કરીમ ﷺ ના ઇરશાદોથી પણ થાય છે; અર્થાત્ તકવા વાસ્તવમાં અલ્લાહતઆલાએ નિર્ધારિત કરેલ સીમાઓની સંપૂર્ણ પાબંદી કરવાનું નામ છે. આ જીવનના મુખ્ય માર્ગથી કંઈ ભિન્ન વસ્તુ નથી, બલ્કે જીવનને અલ્લાહે નક્કી કરેલ હદોના અંદર વિતાવવાનું નામ જ તકવા છે. તે કોઈપણ રીતે જીવનની માગણીઓ-આવશ્યકતાઓ અને તકાદાઓનો ન તો નકારે છે, ન તેમાં હસ્તક્ષેપ કરે છે કે ન તેને અવરોધે છે.

અલબત્ત, તે જીવનની કોઈ માગણીને એ પરવાનગી નથી આપતો કે તે પોતાની પ્રાકૃતિક કે નૈતિક સીમાઓને ઉલ્લંઘીને વ્યક્તિ કે સમાજને કોઈ ભૌતિક અને નશ્વર કે નૈતિક જોખમમાં નાખી દે. તે ન તો સ્વાભાવિક યોગ્યતાઓના માર્ગમાં કોઈ અવરોધરૂપ છે, ન નફ્સ (મન)ની ઇચ્છાઓમાં વિનાકારણ રુકાવટ અને ન મનો-મસ્તિષ્ક અને સાંભળવા અને જોવાની શક્તિઓ અને ઊંચી ઉડાણનો રસ્તો રોકે છે. તેનું કામ કેવળ એ છે કે કાર્ય કરવા માટે તેમના સામે એક સીધો-સ્વચ્છ માર્ગ સામે મૂકી દે છે અને તેની

દરેક બાજુએ માર્ગ-સંકેતો સ્થાપિત કરી દે છે, જેથી કોઈપણ મંજિલ પર વ્યક્તિ પથભ્રષ્ટ થઈને પોતાની જાત પર કે બીજા લોકો પર કોઈ અન્યાય અને અત્યાચાર ન કરી શકે.

તેથી આંહઝરત ﷺ એ હદીસોમાં જે ભારપૂર્વક અને સચ્ચાઈથી લોકોને તકવાની તાલીમ આપી છે, એ જ શક્તિથી તકવાના એ ખોટા વલણો-વ્યવહારોને રોક્યા છે, જે કોઈપણ પ્રકારે માનવીય પ્રકૃતિની ઉન્નતિઓના માર્ગમાં અવરોધરૂપ બની શકે.

હુઝૂર ﷺ એ એ વાતને પણ કદી પસંદ કરી નથી કે અલ્લાહે નક્કી કરેલ હદોની સુરક્ષા અને કાળજી સિવાય તેનું કોઈ ખાસ રૂપ અને પ્રકાર ઠરાવવામાં આવે અને લોકો તકવાના નામે તેની મૂર્તિ કે પ્રતિમા બનાવીને પૂજા કરે, ઉપરાંત એ વાતની પણ ખૂબ જ સ્પષ્ટ શબ્દોમાં સમજૂતી કરી દીધી છે કે તકવા કોઈ એવી વસ્તુ નથી, જેને વૈરાગ્ય અને સંન્યાસથી કોઈ વિશેષ લગાવ હોય, બલ્કે અલ્લાહના દીન પર ચાલવા અને ચલાવવાની દરેક પ્રકારની કોશિશ અને અલ્લાહની શરીઅતને સમજવા અને સમજાવવાનો પ્રત્યેક પ્રયાસ ખરેખર તો તકવાની રાહમાં જ જિહાદ છે.

# તકવાની સીમા

હદીસોના પ્રકાશમાં તકવાની હકીકત સમજવા માટે સૌપ્રથમ એ જુઓ કે નબી કરીમ ﷺ એ તકવાની હદ શું બતાવી છે. નુઅ્માન બિન બશીર રદિ.નું કથન છે :

قال قال رسول اللّٰه صلى اللّٰه عليه وسلم الحلال بيّن
والحرام بيّن وبينهما مشتبهات لايعلمهنّ كثيرٌ مّن
الناس فمن اتّقى الشبهات استبرء لدينهٖ وعرضهٖ و من
وقَعَ فى الشبهات وقع فى الحرام كا لراعى يرعى حول
الحمٰى يوشك ان يقع فيه الاوَانّ لِكل ملكٍ حِمٰى الا
و اِنّ حمى اللّٰه محارمُه‘. (متفق عليه)

"કહ્યું, રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે હલાલ સ્પષ્ટ છે અને હરામ સ્પષ્ટ છે અને તેના દરમ્યાન કેટલીક વસ્તુઓ શંકાસ્પદ છે, જેને મોટાભાગના લોકો જાણતા નથી. આ શંકાસ્પદ વસ્તુઓથી જે બચી ગયો તેણે પોતાના દીન અને આબરૂને બચાવી લીધા અને (જે) શંકામાં પડ્યો તે હરામમાં

સપડાયો; જે રીતે એ ગોવાળ જે ગૌચરની પાસે પોતાનું રેવડ ચરાવે છે, સંભવ છે કે તેનું રેવડ ગૌચરમાં જતું રહે અને અલ્લાહની હદો તેના રહસ્યમાં સામેલ છે." (મુત્તફિક અલય)

આ હદીસમાં હુઝૂર ﷺ એ એ હકીકત સમજાવી છે કે જે વસ્તુઓ હલાલ છે તે સ્પષ્ટપણે ખબર છે અને જે વસ્તુઓ હરામ છે તે પણ અલ્લાહના ગ્રંથ અને સુન્નતમાં બતાવી દેવામાં આવી છે.

હવે એ માગણી તો દરેક મુસલમાનથી છે કે અલ્લાહે હલાલ કરેલ વસ્તુઓને હલાલ અને તેણે હરામ કરેલ વસ્તુઓને હરામ માને, તેના વગર કોઈ વ્યક્તિ મુસલમાનો હોઈ જ શકતો નથી; પરંતુ સ્પષ્ટ હલાલ અને સ્પષ્ટ હરામના દરમ્યાન કેટલીક વસ્તુઓ એવી હોય છે, જેના વિશે અંતિમ રૂપે કંઈ કહી શકાય તેમ નથી કે તે હરામ છે કે હલાલ. આવી સ્થિતિમાં જે વ્યક્તિ અગમચેતી અને સાવધાનીથી વર્તે અને જે વસ્તુ શંકાસ્પદ હોય તેને ન અપનાવે તો તે મુત્તકી મુસલમાન છે. આનો અર્થ એ થયો કે જે લોકો ઊંટને ઓહિયા કરીને મચ્છરને છાંટીને તકવાનો દેખાડો કરે છે, તેમનો તકવા કેવળ ફરેબ છે.

તકવા એ છે કે વ્યક્તિ અલ્લાહતઆલાના આદેશો અને તેણે નિર્ધારિત કરેલ હદોનો સંપૂર્ણપણે પાબંદ હોય, અને જયારે તેના સામે કોઈ એવી વસ્તુ આવે, જેમાં સાચું શું છે તે પૂરેપૂરી રીતે સ્પષ્ટ ન હોય, તો તે સંદિગ્ધ પાસાને છોડીને નિઃસંદિગ્ધ અને સંતોષના પાસાને અપનાવે. જે વ્યક્તિ આવું કરે છે તે મુત્તકી છે અને તેનો દીન અને તેની પ્રતિષ્ઠા દરેક પ્રકારના આરોપ અને શંકાથી સુરક્ષિત છે.

આ હકીકતને હુઝૂર ﷺ એ વિભિન્ન રીતે વર્ણવી છે, અને તકવાની અસલ હદ નક્કી કરવામાં આવી હદીસોથી વિશેષ મદદ મળી શકે છે, તેથી અમે તેમાંથી કેટલીક હદીસોનો અહીં ઉલ્લેખ કરી દઈએ છીએ :

عن وابصة بن معبد رسول اللّٰه صلى اللّٰه عليه وسلم قال
يا وابصة جِئْتَ تسئل عن البرّ والاثم قلت نعم قال
فجمع اصابعه فضرب بها صدری وقال اسفت نفسک
استفتِ قلبک ثلا ثا اَلْبِرُّ ما اطمأنت اليه النفس واطمأن
اليه الْقَلْبُ والاثم ماحاک فی النفس وتردد فی الصّدر
وان افتاک الناس. (رواه احمد والدارمی)

''વાબિસા બિન મઅ્બદથી રિવાયત છે કે રસૂલલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે વાબિસા, તમે بِرّ و اثم (સદચાર કે નેકી અને પાપ કે ગુના)ની હકીકત પૂછવા આવ્યા છો ? મેં અરજ કરી : હા,રસૂલુલ્લાહ ﷺ ! આપ ﷺ એ પોતાનો પંજો બરાબર કર્યો અને તેને મારી છાતી પર માર્યો અને ફરમાવ્યું કે પોતાના નફ્સ (મન)થી પૂછો, પોતાના દિલથી સવાલ કરો (આવું ત્રણ વખત ફરમાવ્યું), તકવા એ છે જેના પર તમારું દિલ સંતુષ્ટ થઈ જાય અને اِثم (ગુનો) એ છે, જે દિલમાં ખટકે, ચાહે લોકોએ તેના જવાઝ (છૂટ)નો ફતવો જ આપી દીધો હોય.'' (અહમદ અને દારમી)

વાબિસા બિન મઅ્બદનો આ પ્રશ્ન પણ એ હાલત વિશે છે, જ્યારે કે વ્યક્તિની સામે હક્ક (સત્ય)નું પાસું સંપૂર્ણપણે સ્પષ્ટ ન હોય. આવી સ્થિતિમાં તકવા એ છે કે માણસ એ પાસાને અપનાવે, જે અંગે દિલમાં સંતોષ અનુભવે અને એ પાસાને ત્યજી દે, જે મનમાં ખૂંચે.

એક અન્ય રિવાયતમાં આ જ વિષયની વધારે સમજૂતી છે કે એક મુત્તકી માટે ક્યારેક ગુનાની શંકાથી બચવા માટે એ વસ્તુઓથી પણ સાવચેત રહેવું પડે છે, જેમાં દેખીતી રીતે કોઈ વાંધો નથી હોતો.

لا يَبْلُغُ العبدان يّكون من المتقين حتّٰى يدع مالا ياس بهٖ حذرًالّما بهٖ باسٌ.(رواه الترمزى و ابن ماجه)

''કોઈ બંદો મુત્તકીમાંથી નથી હોઈ શકતો, જ્યાં સુધી કે તે એ વસ્તુના કારણે જેમાં તેને સંદેહ હોય, એવી કેટલીક વસ્તુઓથી દૂર ન રહે જેમાં દેખીતી રીતે સંદેહ નથી. (તિરમિઝી, ઈબ્ને માજહ)

عن الحسن بن علیؓ قال حفِظْتُ من رّسول اللّٰه صلى اللّٰه عليه وسلم دع ما يريبک الىٰ مالا يريبک فان الصدق طمانية وان الكذب ريبةٌ.(رواه احمد و الترمزى)

''હસન બિન અલી રદિ.થી રિવાયત છે કે ફરમાવ્યું : મેં રસૂલુલ્લાહ ﷺ થી એ વાત સાંભળી છે કે એ પાસાને છોડી દો જે ચિંતામાં નાખે અને

અસ્વસ્થ કરે. સાચી વસ્તુ સંતોષ અર્પે છે અને ખોટી વસ્તુ ચિંતામાં નાખે છે." (અહમદ, તિરમિઝી)

આ તમામ હદીસોમાં એક જ હકીકત વર્ણવવામાં આવી છે, તે એ છે કે તકવા એ છે કે વ્યક્તિ જીવનના દરેક વિભાગમાં અલ્લાહતઆલાના આદેશો અને તેની હદોની સંપૂર્ણપણે પાબંદી કરે અને જ્યાં પણ તેના સામે કોઈ એવી વાત આવે, જેના જાયઝ કે નાજાયઝ હોવા વિશે કોઈ અંતિમ વાત તે ન કહી શકે, તો પોતાના દિલથી નિર્ણય કરે અને એ પાસાને અપનાવે જેના પર તેનું દિલ સંતોષ અનુભવે, એ પાસાને ન અપનાવે જે તેના દિલમાં ખટકે. જે વ્યક્તિ આ સાવચેતીની સાથે પોતાના જીવનમાં અલ્લાહે નિર્ધારિત કરેલ હદોની કાળજી રાખે છે, તે રસૂલુલ્લાહ ﷺ ના ઇરશાદ અનુસાર મુત્તકી છે.

પરંતુ ગુનાથી બચવા માટે જ્યાં આંહઝરત ﷺ એ સાવધાનીના પાસા પર આટલી હદ સુધી ભાર મૂક્યો છે, ત્યાં તકવાનું સાચું સંતુલન કાયમ રાખવા માટે એ વાતની પણ સ્પષ્ટતા કરી દીધી છે કે આ સાવધાની ક્યાંક અનિષ્ટ કે ખરાબ હોવાની શંકાનું રૂપ ન ધારણ કરી લે, નહિં તો તેનો કાંટો નસારા (ખ્રિસ્તીઓ)ની સંન્યાસની વિચારધારાથી મળી જશે, તેથી કબીસા બિન હલબથી રિવાયત છે કે :

عن قبيصة بن هلب عن ابيه قال سألت النبى صلى اللّٰه عليه وسلم عن طعام النصارىٰ و فى رواية سألهٗ رجل فقال ان من الطعام طعاماً اتحرج منه فقال لايتخلجن فى صدرک شئ ضارعت فى النصرانية. (رواح اترمزى وابو داوٗد)

"હઝરત કબીસા બિન હલબ પોતાના પિતાથી રિવાયત કરે છે કે તેમના પિતાએ કહ્યું કે મેં નબી કરીમ ﷺ ને નસારાની ખાવાની વસ્તુઓ (ભોજન) વિશે પૂછ્યું અને એક અન્ય રિવાયતમાં છે કે આપ ﷺ ને કોઈ બીજી વ્યક્તિએ પૂછ્યું કે ખાવાની વસ્તુઓમાંથી કેટલીક એવી છે, જેના વિશે મારા દિલમાં શંકા ઊભી થાય છે. આપ ﷺ એ ફરમાવ્યું : તમારા દિલમાં કોઈ એવી શંકા ન પેદા થાય જે નસારાના સંન્યાસ અને વૈરાગ્યથી સમાનતા ધરાવતી હોય." (તિરમિઝી, અબૂ દાઉદ)

આ હદીસને ઉપરની હદીસથી મેળવીને જુઓ તો તેનાથી સાચો અને સંતુલિત તકવા તદ્દન અલગ તરીને સામે આવી જાય છે, જેમાં ન તો શંકાની સ્થિતિમાં ગુના

તરફ વલણનું આકર્ષણ છે અને ન એમાં સાવચેતીનું અસંતુલન તેમજ વિરક્તિ અને વૈરાગ્યના વહેમીપણાની કોઈ મિલાવટ છે; બલ્કે તકવાની જે મૂળ હકીકત છે તે તદ્દન તોલીને સામે મૂકી દેવામાં આવી છે.

સાવચેતી અને કાળજીમાં જ્યારે વસ્તુના ખરાબ હોવાની શંકા ભળી જાય છે, તો તેનાથી એ વૈરાગ્યરૂપ તકવા ઉદ્ભવે છે, જે અલ્લાહ અને રસૂલને એવી જ રીતે અપ્રિય છે, જે રીતે અલ્લાહે નક્કી કરેલ હદોના આદરમાં છૂટછાટ લેવાની વૃત્તિ તથા નિષ્કાળજીથી વર્તવું કે સમાધાનકારી વલણ અખત્યાર કરવું અપ્રિય છે.

## તકવા અને જીવનની માગણીઓ

હવે એ હદીસો પર વિચાર કરો, જેનાથી એ વાતનું ખંડન થાય છે કે તકવા કોઈપણ સ્વરૂપે જીવનની માગણીઓ અને આવશ્યકતાઓને નકારે છે :

عن عثمان بن مظعون قال يا رسول الله صلى الله عليه و سلم ائذن لنافى الاختصاءِ فقال رسول الله صلى الله عليه و سلم ليس منا من خصىٰ ولا اِختصىٰ ان صى اُمّتى الصيام فقال ائذن لنا فى السّياحة فقال ان سياحت اُمّتى الجهاد فى سبيل الله فقال ائذن لنا فى الترهب فقال ان ترهب اُمّتى الجلوس فى المساجد الانتظار الصلوٰة. (رواح فى الشرح السنة)

''ઉસ્માન બિન મઝઊનથી રિવાયત છે, તેમણે કહ્યું : હે અલ્લાહના રસૂલ ! અમને ખસી (Eunuch, ષંઢ) થઈ જવાની પરવાનગી આપો. રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું: જે વ્યક્તિએ ખસી કરાવ્યું અને જે ખસી હોય, તે અમારામાંથી નથી. મારી ઉમ્મતનું ખસી હોવું એ રોઝા રાખવું છે. કહ્યું : સારું તો વનવાસ કરવાની મંજૂરી આપો. ફરમાવ્યું: મારી ઉમ્મતનું વનવાસમાં જવું એ છે કે અલ્લાહની રાહમાં જિહાદ કરે. કહ્યું : સારું તો સંન્યાસની ઈજાજત આપો. ફરમાવ્યું : મારી ઉમ્મતનું નમાઝના ઇંતેજારમાં મસ્જિદમાં બેસી રહેવું એ સંન્યાસ છે.'' (શરહસ્-સુન્નાહ)

કેટલાક લોકોએ જેમણે તકવાની ખોટી કલ્પનામાં ગ્રસ્ત થઈને જીવનની જરૂરિયાતો અને આવશ્યકતાઓમાં અસંતુલન ઊભું કરી નાખ્યું હતું અને ઝુહ્દ (વિરક્તિ,

વૈરાગ્ય અને સાધુવૃત્તિ) અને બંદગી (ભક્તિ)ની તરફ ઝૂકી પડ્યા હતા, હુઝૂર ﷺ એ ખૂબ જ સફાઈથી રોકી દીધા અને તેમને સંતુલિત જીવન વિતાવવાનો નિર્દેશ કર્યો.

عن عبداللّٰه بن عمرو بن العاص قال قال لی رسول اللّٰه صلی اللّٰه علیه و سلم یا ابداللّٰه الم اخبر انّک تصوم النّهار وتقوم اللیل فقلت بلیٰ یا رسول اللّٰه قال فلا تفعل صُم وافطر وقم ونم فانّ لجسدک علیک حقاً وان لعینک علیک حقاً وانّ لزوجک علیک حقاً وان لزورک علیک حقًا.

"અબ્દુલ્લાહ બિન ઉમરૂ રદિ. બિન આસથી રિવાયત છે કે મને રસૂલુલ્લાહ ﷺ એ પૂછ્યું કે શું એ સાચું નથી કે તમે દિવસે રોઝા રાખો છો અને રાતભર નમાઝો પઢો છો? મેં અરજ કરી કે સાચું છે હે રસૂલુલ્લાહ ﷺ! આપ ﷺ એ ફરમાવ્યું: આવું ન કરો, ક્યારેક (રોઝા) રાખો, ક્યારેક ઈફતાર કરો, નમાઝો પણ પઢો અને સૂઈ પણ જાઓ; કેમ કે તમારા શરીરનો પણ તમારા પર હક્ક છે, તમારી આંખોનો પણ તમારો હક્ક છે, તમારી પત્નીનો પણ તમારા પર હક્ક છે અને તમને મળવા આવનારાઓનો પણ તમારા પર હક્ક છે."

(સહીહ બુખારી, પ્ર-૩૧, હ.નં. ૧૯૬)

## વૈધ કે ગ્રાહ્ય વસ્તુઓથી લાભ ઉઠાવવો એ તકવાથી વિરુદ્ધ નથી

કેટલાક લોકો 'મુબાહાત'[1] અને છૂટછાટોથી લાભાન્વિત થવું તકવાની શાનથી વિરુદ્ધ માને છે અને દરેક જગ્યાએ પોતાના ડેરાતંબુ ખડકાળ જમીન પર જ નાખવાને ઉચ્ચતમ્ દીનદારી સમજે છે. હુઝૂર નબી કરીમ ﷺ એ આ ગેરસમજને પણ દૂર કરી છે:

૧. ઉપર એક રિવાયત અમે નોંધી છે, જેનાથી ખ્યાલ આવે છે કે તકવા માટે ગુનાની આશંકાથી કેટલીક એવી વસ્તુઓ પણ છોડવી પડે છે, જેમાં દેખીતી રીતે કોઈ વાંધો નથી હોતો, પરંતુ તે એ સ્થિતિમાં હોય છે કે જ્યારે સાચી વાત સંદિગ્ધ હોય. આ સ્થિતિમાં નિઃશંકપણે તકવા એ જ છે કે માણસ સાવધાનીનું વલણ અપનાવે અને જે વસ્તુ વૈધ છે પણ સંદિગ્ધ છે તેનાથી લાભ ન ઉઠાવે. પરંતુ જે વૈધ કે છૂટછાટની વસ્તુ પર હૃદય સંતુષ્ટ છે, માત્ર એ ખ્યાલથી તેને છોડી દેવી કે અસલી દીનદારી કઠોર માર્ગ અપનાવવામાં જ છે, તો આ વાત તકવાથી દંગલ કરવા સમાન છે.

عن عائشه قالت صنع رسول اللّٰه صلى الله عليه و سلم شيئاً فرخص فيه فتنزه عنه قوم فبلغ ذٰلك رسول الله صلى الله عليه و سلم فخطب فحمدالله ثم قال مابال اقوامٍ يتنزهون عن الشئى اصنعه فوالله اِنّى لاعلمهم بالله واشدهم له' خشية. (متفق عليه)

''હઝરત આઈશા રદિ.થી રિવાયત છે, તેમણે કહ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ કોઈ એવું કામ કર્યું, પછી તેની છૂટ આપી દેવામાં આવી, તો કેટલાક લોકો આ છૂટથી ફાયદો ઉઠાવવામાં નિગ્રહ કરવા લાગ્યા કે દૂર રહેવા લાગ્યા; રસૂલુલ્લાહ ﷺ ને જ્યારે આ વાતની ખબર પડી તો આપ ﷺ એ ખુત્બો (પ્રવચન) આપ્યો. અલ્લાહતઆલાની પ્રશંસા કરી, પછી ફરમાવ્યું : કેટલાક લોકોને શું થઈ ગયું છે કે તેઓ એ કામ કરવામાં નિગ્રહ કરે છે, જેને હું પોતે કરું છું, અલ્લાહના સોગંદ ! હું તેમનાથી વધારે અલ્લાહને જાણવાવાળો છું અને તેમનાથી વધારે અલ્લાહથી ડરું છું.'' (મુત્તફિક અલયહિ)

અબૂ દાઉદમાં એક રિવાયત આનાથી પણ વધારે સ્પષ્ટ છે :

عن انس ان رسول اللّٰه صلى الله عليه و سلم كازيقول لا تشدّد واعلىٰ انفسكم فيشدد الله عليهم فتلك بقا ياهم فى الصوامع والد يا ررهبانيه ابتد عوهاما كتبناها عليهم.

''હઝરત અનસ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યા કરતાં હતાં કે પોતાના ઉપર સખ્તાઈ ન કરો કે અલ્લાહ પણ તમારા પર સખ્તાઈ કરવા લાગે. એક કોમે પોતાના ઉપર સખ્તાઈ કરી તો અલ્લાહે પણ તેમના પર સખ્તાઈ કરી. એની જ યાદગારો કલીસાઓ અને દેવળોમાં તમે જોઈ રહ્યા છો. આ તેમણે ઉપજાવી કાઢેલ રહબાનિયત (સંન્યાસ) છે, જેને અલ્લાહે તેમના પર ફર્ઝ (અનિવાર્ય) કરી નહોતી.''

આ હદીસો એ વાતનો સ્પષ્ટ પુરાવો છે કે જે પ્રમાણે છૂટછાટોની શોધ અને

વૈધ વસ્તુઓથી ફાયદો ઉઠાવવામાં સાચી વાતની પરવા ન કરવી એ તકવાના વિરુદ્ધ છે, એ જ પ્રમાણે દીનમાં કારણ વિના સખ્તાઈ અને કડકાઈ તથા અતિરેકના પાસાને જરૂરી સમજવું પણ તકવાના વિરુદ્ધ છે. તકવાનો માર્ગ એ છૂટછાટ લેવાની વૃત્તિ, નિષ્કાળજી કે સમાધાનકારી વલણ તેમજ અતિરેકના વચ્ચે થઈને જાય છે.

## તકવા અને નવાફિલની વિપુલતા કે અતિરેક

કેટલાક લોકો એમ સમજે છે કે તકવાનું અસલી નામ ઝુહ્દ (વિરક્તિ, સાધુવૃત્તિ) અને બંદગી છે. માણસ કોઈ ખૂણામાં બેસીને અલ્લાહ-અલ્લાહ કરે, નમાઝો પઢતો રહે, રોઝા રાખે અને વિર્દ (માળા જપવામાં) અને નવાફિલમાં લાગેલો રહે; બસ આ કામો જ અસલી તકવાનું નામ છે. તેના સિવાય જે કાર્યો છે, ચાહે તે દીનના કાર્યો હોય, પરંતુ વર્તમાન યુગના તકવાના સ્વામીઓ તેને તકવાના કાર્યો નથી સમજતા. તકવાનો મોટો હિસ્સો તેમના મતે બંદગી છે; જે વ્યક્તિ આ વસ્તુમાં જેટલો વધારો કરતો જશે, તકવામાં એટલા પ્રમાણમાં તેના દરજ્જાઓ વધતા જશે. નબી કરીમ ﷺ એ ખૂબ જ ચોખ્ખા શબ્દોમાં આ ખોટા વલણનું પણ ખંડન કર્યું છે :

عن انس قال جاءِ ثلثة رهط الٰی ازواج النبی صلی اللّٰه علیه و سلم یسئلون عن عبادته فلمّا اخبروابها کانّهم تقالّٰها فقالوا این نحن من النبی صلی اللّٰه علیه و سلم وقد غفر اللّٰه له' ماتقدم من ذنبه وماتاخر قال احدهم امااناافاصلی اللیل ابداً وقال الأخرانا اصوم النهار ولا افطر و قال الأ اخران اعتزل النساء فلا اخزوج ابداً فجاءَ النبی صلی اللّٰه علیه و سلم فقال انتم الذین قلتم کذا وکذاَماَ واللّٰه انی لا خشاکُمُ اللّٰه واقاکم له' ولکنی اصوم وافطرواصلی وارقدواتزوج النساء فمن رغب عن سُنّتی فلیس منّی. (متفق علیه)

''હઝરત અનસ રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ ની પુનીત પત્નીઓની પાસે ત્રણ જૂથો આપ ﷺ ની ઇબાદતોની સ્થિતિ પૂછવા આવ્યા. જ્યારે તેમને આપ ﷺ ની ઇબાદતની સંપૂર્ણ સ્થિતિ બતાવવામાં આવી, તો એવું સ્પષ્ટ થયું કે તે તેમની નજરમાં ખૂબ જ ઓછી છે. પછી

તેઓ બોલ્યા : "આપણી અને નબી કરીમ ﷺ ની સરખામણી શું ? આપના તો તમામ ગુના માફ કરી દેવામાં આવ્યા છે." પછી તે લોકોમાંથી એક વ્યક્તિએ કહ્યું : હું હંમેશા રાતભર ઈબાદત કરીશ. બીજો માણસ બોલ્યો : હું હંમેશા રોઝા રાખીશ. ત્રીજા વ્યક્તિએ કહ્યું : હું સ્ત્રીઓથી કોઈ સંબંધ નહીં રાખું અને કદાપિ નિકાહ નહીં કરું. એટલામાં નબી કરીમ ﷺ આવી ગયા. આપ ﷺ એ ફરમાવ્યું : તમે જ લોકો આ કહી રહ્યા હતા ને ! અલ્લાહના સોગંદ, હું તમારાથી વધારે અલ્લાહથી ડરવાવાળો છું અને તેનાથી તકવા અપનાવવાવાળો છું, તેમ છતાં રોઝા પણ રાખું છું અને ઈફતાર પણ કરું છું, નમાઝો પણ પઢું છું અને આરામ પણ કરું છું તથા સ્ત્રીઓથી લગ્ન પણ કરું છું. જેણે મારી રીતથી મોઢું ફેરવ્યું, તે મારી ઉમ્મતમાંથી નથી." (મુત્તફિક અલયહિ)

એક અન્ય હદીસમાં છે :

عن الحسن قال قال رسول الله صلى الله عليه و سلم ان رجلين كانا فى بنى اسرائيل احدهما كان عالماً يصلى المكتوبة ثم يجلس فيعلمالناس الخير ولأخر يصوم النهار ويقوم قال رسول الله صلى الله عليه و سلم فضل هذا العالم الذى يصلى المكتوبة ثم يجلس فيعلم الناس الخير على العابد الذى يقوم الليل كفضلى علىٰ ادناكم. (متفق عليه)

"હઝરત હસન રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ ને બની ઈસરાઈલના બે માણસો વિશે પૂછવામાં આવ્યું. એક આલિમ (વિદ્વાન) હતો, જે ફર્ઝ (અનિવાર્ય) નમાઝો પઢીને બેસી જતો અને લોકોને ભલાઈની તાલીમ આપતો અને બીજો માણસ દિવસે રોઝા રાખતો અને રાત્રે નમાઝો પઢતો હતો. આ બંનેમાં કોણ શ્રેષ્ઠ છે ? હુઝૂર ﷺ એ ફરમાવ્યું : એ આલિમ જે ફર્ઝ નમાઝો પઢીને લોકોને તાલીમ આપવામાં મગ્ન થઈ જાય છે, એ આબિદ (બંદગી કરનારા) ઉપર જે દિવસે રોઝા રાખે છે અને રાત્રે ઈબાદત કરે છે, એવી જ શ્રેષ્ઠતા ધરાવે છે જેવી કે હું તમારામાંથી સામાન્ય માણસ પર ધરાવું છું." (મુત્તફિક અલયહી)

عن ابن اباس قال تدارس العلم ساعة من الليل خير من احيائها.
(رواح الدارمی)

"હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત છે કે રાત્રે એક કલાક ઈલ્મ (જ્ઞાન)ની ચર્ચા આખી રાત ઈબાદત કરવાથી બહેતર છે."

عن عبداللّٰه بن عمرو انّ رسول اللّٰه صلی اللّٰه علیه و سلم مَرَّ بمجلسين فی مسجدهٖ فقال كِلاهما علیٰ خیر واحدهما افضل من صاحبه اماهٰؤلاء فیدعون اللّٰه ویرغبون الیه فان شاء اعطاهم وان شائمنعهم۔ اماهٰؤلاء فیتعلمون الفقه والعلم ویعلمون الجاهل فهم افضل وانما بعثت معلما فجلس فیهم.

"અબ્દુલ્લાહ બિન ઉમરૂ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ પોતાની મસ્જિદમાં બે જૂથો જોયાં અને ફરમાવ્યું : બંને સારા કામ કરી રહ્યા છે, પણ એક (જૂથ) બીજાથી વધારે સારું છે. આ લોકો અલ્લાહને યાદ કરી રહ્યા છે અને તેને પામવામાં મગ્ન છે, જો અલ્લાહ ઈચ્છશે તો તેમની ઈચ્છા પૂરી કરશે અને જો ઈચ્છશે તો વંચિત કરશે. રહ્યા એ બીજા લોકો, તો તેઓ દીનના ઈલ્મને સમજવામાં લાગેલા છે (અથવા દીનનું જ્ઞાન પ્રાપ્ત કરી રહ્યા છે) અને જે લોકો નથી જાણતા તેમને તાલીમ આપી રહ્યા છે. આ લોકો તેમનાથી વધારે શ્રેષ્ઠ છે અને હું તો મુઅલ્લિમ (તાલીમ આપનાર) બનાવીને મોકલવામાં આવ્યો છું. આટલું કહીને આપ ﷺ તેમની સાથે બેસી ગયા..."

આ તમામ રિવાયતોથી સાબિત થાય છે કે જીવનને એક સંતુલનની સાથે અલ્લાહની હદોની અંદર વિતાવવાનું નામ તકવા છે. એક વ્યક્તિ જો ફર્ઝ (અનિવાર્ય ઈબાદતો) અદા કરીને પોતાનો શેષ સમય દીન શીખવા-શિખવવામાં અને તેની સ્થાપનાની કોશિશમાં ઉપયોગ કરી રહ્યો છે તો તે એ લોકોથી ઘણો વધારે મુત્તકી છે, જે રાતભર નમાઝો પઢે છે અને વિર્દ (રટણ) અને વઝાઈફ (મંત્રોચ્ચાર) કરવામાં વ્યસ્ત રહે છે, પરંતુ દીનની શિક્ષા કે તેની સ્થાપનાની કોશિશમાં તેમનો કોઈ હિસ્સો નથી.

# હરામ અને શંકાસ્પદ વસ્તુઓથી બચવું

તકવા વિશે એક અત્યંત ખોટું વલણ એ પણ લોકોમાં પેદા થઈ ગયું છે કે હરામ વસ્તુઓથી દૂર રહેવાને લોકો તકવા માટે એટલું જરૂરી નથી સમજતા, જેટલું નવાફિલના અતિરેકને જરૂરી સમજે છે; જ્યારે કે વાસ્તવિકતા તેનાથી તદ્દન વિપરીત છે. તકવામાં અસલ વસ્તુ, જેની કાળજી અપેક્ષિત છે તે હરામ અને સંદિગ્ધ વસ્તુઓથી દૂર રહેવું છે. તેના વગર કોઈ વ્યક્તિ ગમે તેટલી ઈબાદતો કરી નાખે, તે તકવાના દરજ્જાને પ્રાપ્ત કરી શકતો નથી. આ જમાનામાં આપણે સામાન્ય રીતે જોઈ રહ્યા છીએ કે અસત્યની વ્યવસ્થાની સેવા કરનારાઓ, દુનિયાપરસ્ત અમીર-ઉમરાવોની ખુશામદ કરનારાઓ, હરામની આવકો પર જીવન વિતાવનારાઓ, પોતાની પેઢીઓને તાગૂત (અસત્ય શક્તિઓ)ની સેવા માટે તૈયાર કરનારાઓ કેવળ એ આધારે તકવાના દાવેદાર બની બેસ્યા છે કે તેમણે કેટલાક વિર્દ (રટણ-મંત્રોચ્ચાર) અને નવાફિલનો પ્રબંધ કરી રાખ્યો છે અને હંમેશા હાથોમાં તસ્બીહો (માળાઓ) લટકાવી રાખીને ફરે છે. હુઝૂર નબી કરીમ ﷺ એ આ ગેરસમજની પણ સુધારણા કરી છે :

عن ابی هريرة قال قال رسول الله صلى الله عليه و سلم من ياخذ عنّی هٰذه الكلمات فيعمل بهنّ اويعلّم من يعمل بهنّ قلت انا يا رسول اللّٰه فاخذ بيدی وعدّ خمساً فقال اِتّق المحارم تكن اعبَدَ الناس. (الحديث)

''હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે કોણ છે જે મારાથી આ વાતો લઈને તેના પર અમલ કરશે, અથવા અમલ કરનારાઓને શિખવાડશે ? મેં અરજ કરી : હું, હે અલ્લાહના રસૂલ ﷺ ! આપ ﷺ એ મારો હાથ પકડ્યો અને પાંચ વસ્તુઓ ગણાવી. તેમાં સૌપ્રથમ વાત એ હતી કે હરામ વસ્તુઓથી પરહેજ કર, તું સૌથી મોટો આબિદ (બંદગી કરવાવાળો) બની જઈશ.'' (અલ-હદીસ)

عن جابر قال قال ذكر رجل عند رسول الله صلى الله عليه و سلم بعبادة واجتهاد و ذكر اخربرعت ـ فقال النبی صلى الله عليه و سلم لاتعدل بالرعة يعنی الورع. (رواه الترمزی)

''હઝરત જાબિર રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ ની સામે એક વ્યક્તિની ઈબાદત અને ઝિક્રે-ઈલાહી (અલ્લાહના સ્મરણ)માં મગ્નતાનો ઉલ્લેખ કરવામાં આવ્યો અને એક બીજા વ્યક્તિના હરામ અને શંકાસ્પદ વસ્તુઓથી બચવાનો. આપ ﷺ એ ફરમાવ્યું : ઈબાદતને પરહેજગારી (સંયમ)ની બરાબર ન કરો." (તિરમિઝી)

عن ابى هريرة قال قال رجل يا رسول اللّٰه ان فلانة تذكر من كثرة صلا تها وصيامها وصدقتها غير انّها نوذى جيرانِها بلسانها قال هى فى النار قال يا رسول اللّٰه فان فلانة تذكر قلته صيامها وصدقتها وصلَوتها وانّها تصدقا لا ثوارمن الافط ولا توذى بلسانهاجيرانها قال فى الجنة. (رواه احمد والبيهقى)

''હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે એક વ્યક્તિએ કહ્યું : ફલાણી સ્ત્રીની નમાઝો અને રોઝા અને સદકાની ખૂબ ચર્ચા છે, પણ તે પોતાના પાડોશીઓની સાથે ગાળાગાળી કરે છે અને તેની નિંદા કરે છે. હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે તે જહન્નમમાં જશે. તેણે કહ્યું કે હે અલ્લાહના રસૂલ ﷺ ! ફલાણી સ્ત્રી નમાઝ, રોઝા અને સદકા ઓછા કરે છે તેવી ફરિયાદ છે અને કેટલાક પનીરના ટુકડા વગેરે સદકા કરી દે છે, પણ પાડોશીઓની સાથે તેની વાણી ખરાબ નથી. હુઝૂર ﷺ એ ફરમાવ્યું : તે જન્નતમાં દાખલ થશે." (અહમદ, બયહકી)

# તકવા અને તકવાનું પ્રદર્શન

કેટલાક લોકો તકવાના અમુક પ્રદર્શનોને ખરેખર તકવા સમજી બેસ્યા છે અને પોતાની બધી શક્તિ આના ઉપર જ લગાવી દે છે. જેમ કે – લેંઘા (ઇજાર)નું ઘૂંટણથી ઉપર હોવું, દાઢીનું લાંબી હોવું, મૂંછોનું કાપેલું હોવું. પછી પોતાની મરજીથી આ યાદીમાં તેનાથી સંબંધિત અન્ય વાતોને પણ એકત્ર કરી લે છે; જેમ કે ચહેરાનું થાકેલું-ઉતરી ગયેલું હોવું, વસ્ત્રો કરચલીવાળાં હોવા, હાવભાવમાં કૃત્રિમ ફકીરી, હળવા-મળવામાં ગરીબાઈનો દેખાવ, ઉઠવા-બેસવામાં તકવાનો દેખાડો તેમજ કયામ-કુઊદ (નમાઝમાં ઊભા રહેવા અને ઘૂંટણીએ બેસવા)માં નમ્રતાનું પ્રદર્શન વગેરે. તેમનો તકવા બસ, આ

જ વસ્તુઓથી ઓળખાય છે અને આ જ વસ્તુઓને માપદંડ બનાવીને આનાથી જ તેઓ બીજાઓને માપે છે, અને જેમના અંદર આ વાતો પોતાના માપદંડ અનુસાર ન જુએ, તેમને નિમ્ન સમજવા લાગે છે; જ્યારે કે ક્યારેક આ લોકોનું જીવન જેમને આ લોકો નિમ્ન સમજે છે, અલ્લાહે નક્કી કરેલ સીમાઓના આદરમાં તેમનાથી વધારે સંતુલિત હોય છે, પરંતુ તકવાના અમુક સ્વરૂપોમાં આ લોકો તેમના માપદંડ પર પૂરા નથી ઉતરતા, તેથી આ લોકો તેમનું મહત્ત્વ નથી સમજતા.

આ લોકોનું ઉદાહરણ તદ્દન એવું છે કે એક વ્યક્તિ પોતાના ઘરના દીપકને તેની મુખ્ય જગ્યાએથી હટાવીને કોઈ અન્ય ખૂણામાં મૂકી દે. તેનું પરિણામ એ તો જરૂર આવશે કે ઘરનો ખૂણો વધારે પ્રકાશિત થઈ જશે, પણ બીજું પરિણામ એ પણ આવશે કે ઘરનો બાકીનો હિસ્સો તદ્દન અંધકારમય બની જશે. તેનાથી વિપરીત, બીજી વ્યક્તિ, જે પોતાના ઘરના દીપકને તેના કેન્દ્રિય સ્થાને જ રાખે છે, આનાથી ચાહે તેના ઘરનો કોઈ એક ખૂણો પૂરેપૂરો પ્રકાશિત નહીં થઈ શકે, પરંતુ તેના આસપાસમાં પ્રકાશ પૂરતા પ્રમાણમાં ફેલાશે. આમ, જે લોકો તકવાના કેટલાક પ્રદર્શનોને ખરેખર તકવા સમજી બેસ્યા છે, તેઓ પોતાના તકવાના દીપકને પોતાના દિલના ખાનામાંથી, જે કેન્દ્ર છે, ઉતારીને પોતાના શરીરના આસપાસ કોઈક ખૂણામાં મૂકી દે છે, જેનું પરિણામ એ આવે છે કે તેમની તે બાજુ તો પ્રકાશિત થઈ જાય છે, પણ બાકી આસપાસની જગ્યાઓમાં એ જ અંધકાર હોય છે, જે એક એવા ઘરમાં જોવા મળે છે જ્યાં દીપક ન હોય. જે લોકો આ પ્રકારની ગેરસમજમાં સપડાયેલા છે, તેમને હુઝૂર નબી કરીમ ﷺ એ સચેત કર્યા છે કે તેઓ તકવાનું કેન્દ્ર આસપાસની જગ્યાઓ અને અંગો-ઉપાંગોને નહિં, બલ્કે દિલને બનાવે, જેથી તેમના આસપાસની બધી જગ્યાઓ પ્રકાશિત થઈ જાય અને એ લોકોને નિમ્ન ન સમજે, જેમનો કોઈ એક ખૂણો તેમની જેમ હંમેશા પ્રકાશિત નથી હોતો, પણ તેમની જિંદગીના કોઈ એક ખૂણામાં પણ અંધકાર અને બગાડનો અંશ સુદ્ધા જોવા મળતો નથી. આ હકીકતને સામે રાખીને આ હદીસ પર વિચાર કરો :

عن ابی هریرة قال قال رسول اللّٰہ صلی اللّٰہ علیه و سلم المسلم اخوا المسلم لایظلمه ولا یخذه ولا یحقره التقویٰ ھٰهنا(یشیر الی صدرہٖ ثلٰث مرات) بحسب اِمریٔ من الشی ان یعقر اخاه المسلم کل المسلم علیٰ المسلم حرام دہٗ وما لہٗ وعرضہٗ.

''હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે મુસલમાન, મુસલમાનનો ભાઈ છે, ન તેના પર જુલ્મ કરે, ન તેને છોડી દે, ન તેને નિમ્ન સમજે. તકવા અહીં છે (હુઝૂર ﷺ એ દિલની તરફ ઈશારો કર્યો). કોઈ વ્યક્તિ માટે એટલી બૂરાઈ પૂરતી છે કે તે પોતાના મુસલમાન ભાઈને નિમ્ન સમજે, મુસલમાનની દરેક વસ્તુ બીજા મુસલમાન માટે હરામ (અવૈધ અને પ્રતિષ્ઠિત) છે, તેનું લોહી પણ, તેનું ધન પણ, તેની ઈજ્જત-આબરૂ પણ.''

આ તકવા, જેનું કેન્દ્ર દિલ હોય, જે માનવીના જીવનના દરેક હિસ્સાને પ્રકાશિત કરે, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પોતાને અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓનો પાબંદ બનાવે, જેમાં પૂર્ણ સંતુલન, પૂરેપૂરો ન્યાય અને સમાનતા હોય, જે ન તો તેને એક ડગલું અલ્લાહની હદથી આગળ વધવા દે, ન એક ડગલું તેનાથી પાછળ હટવા દે; જે દિલને વિવશ કરે કે તે એ જ વિચારે જે વિચારવું જોઈએ, આંખોને મજબૂર કરે કે એ જ જૂએ જે જોવું જોઈએ, કાનોનું નિરીક્ષણ કરે કે એ જ સાંભળે જે સાંભળવું જોઈએ, જીભની રક્ષા કરે કે એ જ બોલે જે સત્ય હોય અને હાથપગની દેખભાળ કરે કે એ જ માર્ગમાં ઉઠે જે અલ્લાહે મનુષ્યો માટે ખોલ્યો છે; અંતરમન અને ઈન્દ્રિયો પર પહેરો મૂકી દે કે તે કોઈ હરામને હલાલ કે કોઈ હલાલને હરામ ન કરી લે; જેના અંદર અલ્લાહની સાચી ઓળખ, આખિરતનો વાસ્તવિક ભય, અલ્લાહના આદેશોના ખરા આદરની ભાવના હોય; જે મનુષ્યના બાહ્યમાં પણ હોય અને તેના અંદર પણ હોય, એકાંતમાં પણ હોય અને જાહેરમાં પણ હોય. આ તકવા છે, જેની તાલીમ નબી કરીમ ﷺ એ આપી છે. આ જ તકવા છે, માનવ જીવનના દરેક વિભાગને, પ્રત્યેક પાસાને પ્રકાશ અને સૌંદર્ય બક્ષે છે (أوصيك بتقوى الله فإنه أزين لأمرك كله). આ જ તકવા છે, જેની તુલના કુર્આનમાં વસ્ત્રથી કરવામાં આવેલ છે; જે રીતે વસ્ત્ર વ્યક્તિને ઠંડી, ગરમી અને રણસંગ્રામમાં જોખમોથી બચાવે છે, એ જ રીતે આ પણ માણસને ભૌતિક અને આધ્યાત્મિક જોખમોથી બચાવે છે; જે રીતે વસ્ત્ર માણસને શોભા અને સૌંદર્ય બક્ષે છે, એ જ રીતે તકવા પણ માણસના સમગ્ર જીવનને સુશોભિત કરી દે છે. આ જ તકવા છે, જેની શિક્ષા આપવા માટે નબી કરીમ ﷺ હઝરત અબૂઝર રદિ.ને સતત છ દિવસ સુધી સચેત કરતા રહ્યા કે, ધ્યાનથી સાંભળજો, અમુક વાતો કહેવી છે અને છ દિવસ પછી અલ્લાહના પ્રતિનિધિની સાચી જબાનથી, જે આમ તો પહેલી જ વાત હોત, એ નીકળી કે —

اوصیک بتقوی اللہ فی سرّ امرک وعلانیتہ.

# તકવાની તાલીમની રીત

ઉપરના બે પ્રકરણોથી એ વાત તો સ્પષ્ટ થઈ ગઈ કે તકવા વાસ્તવમાં અલ્લાહે નિર્ધારિત કરેલ હદોના નિરીક્ષણ અને રક્ષાનું નામ છે. જે વ્યક્તિ જીવનના સફરમાં દરેક તબક્કે એ જાણવાની કોશિશ કરે કે અલ્લાહે તેના માટે આગળ વધવા અને અટકી જવાની કઈ હદો નક્કી કરેલ છે અને પછી અલ્લાહ અને આખિરતના દિવસના ભયથી, એકાંત અને જાહેરમાં આ હદો અને મર્યાદાઓની કાળજી રાખે તથા જાણે-અજાણે કોઈ હદને તોડવાની હિંમત ન કરે તે મુત્તકી છે. હવે પ્રશ્ન એ છે કે એવી સ્થિતિ કઈ રીતે પ્રાપ્ત થઈ શકે કે માણસ પોતાના જીવનના દરેક ક્ષેત્રમાં -- ચાહે તેનો સંબંધ ખાનગી જીવનથી હોય કે જાહેર જીવનથી, મસ્જિદથી હોય કે બજારથી, નીતિમત્તા અને ચરિત્રથી હોય કે રાજકારણથી, મિત્રથી હોય કે શત્રુથી, પ્રિયપાત્રથી હોય કે અજાણી વ્યક્તિથી, અથવા ગમે તે સાથે હોય, દરેક પરિસ્થિતિમાં ચાહે ગુસ્સામાં હોય કે પ્રેમમાં, તંગીમાં હોય કે ખુશહાલીમાં, અલ્લાહે નકકી કરેલ સીમાઓનો એ રીતે પાબંદ થઈ જાય કે જો ક્યારેક જિહાલત (અજ્ઞાનતા, બિનઈસ્લામ)ના કારણે વાળ બરાબર પણ તેની પાબંદીમાં ફરક આવી જાય, તો તેનું ભાન થતાં જ એ સમય સુધી તેના પર ખાવા-પીવા અને ઊંઘવાનું હરામ થઈ જાય, જ્યાં સુધી તે ખોટી દિશામાં ઉઠાવેલ પોતાના ડગને પાછા ન લઈ લે અને ઈસ્તિગફાર અને તૌબા (ક્ષમાયાચના અને પશ્ચાતાપ) દ્વારા જે વિતી ગયું છે તેની સુધારણા ન કરી લે ? આ પ્રશ્ન ખૂબ મહત્ત્વનો છે. આ જ પ્રશ્નના સાચા જવાબથી એ વાત સ્પષ્ટ થશે કે આપણી ખાનકાહો (મઠો, આશ્રમો), જેમને તકવા પેદા કરવાના એક માત્ર સ્થળો માનવામાં આવે છે, આ હેતુ માટે કેટલા પ્રમાણમાં લાભદાયી છે ?

# અંબિયા અલૈ.નું વિશિષ્ટ કાર્ય

દુનિયામાં અંબિયા અલૈ.ના સમૂહનાં સમૂહ છે, જેમનું વિશિષ્ઠ કાર્ય જ તકવાનું આમંત્રણ અને તેનું પ્રશિક્ષણ છે, તેથી આંહઝરત ﷺ ને વહીમાં આદેશ થયો કે –

يَٰٓأَيُّهَا ٱلْمُدَّثِّرُ ۝ قُمْ فَأَنذِرْ ۝

''હે ઓઢી-લપેટીને આરામ કરનારા ! ઊઠો અને સચેત કરો.''

(સૂરઃ મુદસ્સિર : ૧-૨)

હઝરત મૂસા અલૈ.ના શિરે પ્રથમ દિવસથી જ જે કાર્ય નાખવામાં આવ્યું હતું તે આ જ હતું કે તેઓ ફિરઔનની કોમને તકવા (અલ્લાહથી ડરવા)નું આમંત્રણ આપે.

إِذْ نَادَىٰ رَبُّكَ مُوسَىٰٓ أَنِ ٱئْتِ ٱلْقَوْمَ ٱلظَّٰلِمِينَ ۝ قَوْمَ فِرْعَوْنَ ۚ أَلَا يَتَّقُونَ ۝

"...જ્યારે તારા રબે મૂસાને પોકાર્યો, અત્યાચારી કોમ પાસે જાઓ, ફિરઔનની કોમ પાસે – શું તેઓ તકવા નહીં અપનાવે ?

(સૂરઃ શુઅ્રા : ૧૦-૧૧)

હઝરત નૂહ અલૈ.ના આમંત્રણનો ઉલ્લેખ આ શબ્દોની સાથે થયો છે :

كَذَّبَتْ قَوْمُ نُوحٍ الْمُرْسَلِينَ ﴿١٠٥﴾ إِذْ قَالَ لَهُمْ أَخُوهُمْ نُوحٌ أَلَا تَتَّقُونَ ﴿١٠٦﴾ إِنِّي لَكُمْ رَسُولٌ أَمِينٌ ﴿١٠٧﴾ فَاتَّقُوا اللَّهَ وَأَطِيعُونِ ﴿١٠٨﴾

"નૂહની કોમે રસૂલોને ખોટા ઠેરવ્યા, જ્યારે તેમના ભાઈ નૂહે તેમને કહ્યું કે શું તમે તકવા નથી અપનાવતા, હું તમારા માટે એક વિશ્વસનીય રસૂલ છું. આથી તમે અલ્લાહથી ડરો અને મારું અનુસરણ કરો."

(સૂરઃ શુઅ્રા : ૧૦૫-૧૦૮)

બરાબર આ જ વાત હૂદ અલૈ.ના આમંત્રણમાં બે વખત, સાલેહ અલૈ.ના આમંત્રણમાં બે વખત અને લૂત અલૈ. અને શુઐબ અલૈ.ના આમંત્રણમાં બે વખત વર્ણવવામાં આવી છે. આનાથી ખ્યાલ આવે છે કે તકવા તમામ અંબિયાએ કિરામ અલૈ.ના આમંત્રણનું તદ્દન આરંભિક બિંદુ છે. પ્રત્યેક આવનાર નબી, પોતાની કોમને જે વાતનું સૌપ્રથમ આમંત્રણ આપે છે, તે આ જ વાત છે કે હે લોકો ! તકવા અપનાવો. આમ, તકવાની તાલીમ અને પ્રશિક્ષણની સાચી રીત જાણવા માટે એ જોવું જોઈએ કે હઝરત અંબિયાએ કિરામ અલૈ. લોકોમાં કેવી રીતે તકવા પેદા કરતા હતા ?

# અંબિયા અલૈ.ની તકવાની તાલીમની રીત

અમે જ્યાં સુધી અંબિયાએ કિરામ અલૈ.ની તકવાના પ્રશિક્ષણ અને તાલીમની રીતને કુર્આન-મજીદ દ્વારા સમજ્યા છીએ, તે એ છે કે આ મહામાનવો પોતાના યુગના બગાડ અને બૂરાઈથી ભરેલી દુનિયા પર નજર દોડાવે છે અને માનવીના ખુદાથી બગાવત અને વિદ્રોહ તથા મનેચ્છાઓના અનુસરણમાં સ્વચ્છંદતા અને નિરંકૂશતાના કારણો અને પરિબળો પર વિચાર કરે છે, તો અલ્લાહતઆલા તેમના પર એ હકીકત ખોલે છે કે માનવીની સમગ્ર બગાવત અને વિદ્રોહના મૂળમાં ત્રણ વસ્તુઓ કામ કરી રહી છે :

૧. સૌપ્રથમ એ કે લોકોમાં અલ્લાહ અને તેના ગુણોની ધારણા અને માન્યતા તદ્દન ખોટી બનીને રહી ગઈ છે.

૨. બીજી એ કે લોકોમાં આ જીવન પછી કોઈ અન્ય જીવનની કાં તો મૂળેથી કલ્પના જ નથી, અને જો છે તો આ કલ્પનામાં એવી ખરાબીઓ પેદા થઈ ગઈ છે કે માનવીના

વ્યવહારૂ જીવન પર તેની પકડ સહેજ પણ બાકી રહી નથી.

૩. ત્રીજી એ કે લોકોમાં અલ્લાહત્આલાએ નક્કી કરેલ સીમાઓ અને હરામ કરેલ વસ્તુઓનું જ્ઞાન જડમૂળથી લુપ્ત થઈ ગયું છે.

લોકો જાણતા જ નથી કે તેમના મનની ઇચ્છાઓ અને દિલની ચાહતો પર કોઈ નિયંત્રણ અને અંકુશ પણ છે, તેથી અંબિયાએ કિરામ અલૈ. પોતાની તમામ શક્તિ આ જ ત્રણ વસ્તુઓની સુધારણા પર લગાવી દે છે, અને જેટલી ઝડપથી તેઓ ખુદા અને તેનાં ગુણો તેમજ આખિરત અને તેનાં પરિણામો, અલ્લાહના આદેશો અને તેનો ઉદ્દેશ્ય લોકો પર સ્પષ્ટ કરવા જાય છે, એટલી જ ઝડપથી લોકોમાં તકવા પેદા થઈ જાય છે; ત્યાં સુધી કે જ્યારે અ મહામાનવો પોતાના કર્તવ્યથી નિવૃત્ત થઈને દુનિયાથી રુખસદ થાય છે, તો પોતાના પાછળ મુત્તકીઓનો એક એવો સમૂહ છોડી જાય છે, જે યુગો સુધી આ તકવાની શક્તિ લોકોમાં બાકી રાખે છે.

અહીં અમે આ ત્રણેય વસ્તુઓની અમુક અંશે સમજૂતી કરી દેવા માગીએ છીએ, જેથી એ વાતની ખબર પડી શકે કે અલ્લાહ, આખિરત અને અલ્લાહે નિર્ધારિત કરેલ હદોના જ્ઞાનમાં કયા પ્રકારની ભૂલો છે, જેની સુધારણા અંબિયાએ કિરામ અલૈ.એ કરવી પડે છે અને જેની સુધારણા કર્યા વિના તકવા પેદા થવો અસંભવ છે.

# ૧. અલ્લાહ અંગેના દૃષ્ટિકોણની સુધારણા

પહેલી વસ્તુ, અર્થાત્ અલ્લાહ અંગેના દૃષ્ટિકોણ અને ધારણા અંગે, જ્યારે આ મહામાનવો પોતાની આસપાસ નજર નાખીને સમીક્ષા કરે છે, તો ખ્યાલ આવે છે કે કાં તો લોકો મૂળેથી રીતે અલ્લાહ (ઈશ્વર)ને માનતા જ નથી, અથવા માને છે તો એ રીતે માને છે કે આ રીતે માનવા અને ન માનવામાં પરિણામની દૃષ્ટિએ કોઈ ફરક પડતો નથી; જેમ કે જે લોકો અલ્લાહને માને છે તેઓ કેવળ એ હદ સુધી માને છે કે તે આકાશો અને ધરતીનો સર્જનહાર છે, એ નથી માનતા કે તે એક માત્ર સૌનો માલિક અને સ્વામી છે અને હાકિમ (શાસક) છે. એ તો માને છે કે દરેક વસ્તુને અસ્તિત્વ તેણે જ પ્રદાન કર્યું છે, પરંતુ એ નથી માનતા કે એ જ સૌનો સંરક્ષક અને નિરીક્ષક પણ છે. તેમની દૃષ્ટિએ એ વાતમાં કોઈ વાંધો નથી કે આકાશની હકુમત પર તો તે સ્વયં બિરાજમાન છે અને ધરતીની વ્યવસ્થા પોતાના અન્ય નજીકના હવાલે કરીને તેનાથી તદ્દન અસંબંધિત થઈ જાય છે; એ જ રીતે તેઓ ખુદાને પણ માને છે અને તેની સાથે તેના અન્ય સેંકડો ભાગીદારો (ઉપાસ્યો)ને પણ માને છે, જેમને તેના દરબારમાં એવી પહોંચ અને સામીપ્ય પ્રાપ્ત છે કે જેને ચાહે માફ કરાવી દે અને જેને ચાહે સજા અપાવી દે. તેની બંદગીનો હક્ક

તેમના નજીક કેવળ એ વાતથી અદા થઈ જાય છે કે વિશેષ સમયે તેનો પૂજા-પાઠ કરી લેવામાં આવે અથવા તેને ખુશ અને રાજી કરવા માટે તેના સમક્ષ કોઈ નજર કે માનતા પૂરી કરી લેવામાં આવે અથવા કોઈ કુરબાની (બલિ) આપી દેવામાં આવે. આ બંદગીના તકાદાઓમાં ન તો એ વાત છે કે એક માત્ર તેનું જ આજ્ઞાપાલન અને ગુલામી કરવામાં આવે અને ન તેમના નજીક ખુદા (ઈશ્વર)ના ગુણોનો કોઈ અનિવાર્ય તકાદો એ પણ છે કે તે સર્જનહારના નિર્દેશો માટે કોઈ કાનૂન અને કિતાબ (દિવ્ય ગ્રંથ) તથા કોઈ નબી અને રસૂલ (સંદેશવાહક અને ઈશદૂત) મોકલે અને મનુષ્યો પર તેનું અનુસરણ આવશ્યક થાય. આમ, તેઓ ખુદાને સર્જનહાર તો માની લે છે, પરંતુ એ નથી માનતા કે તે માર્યા પછી ફરીથી પેદા પણ કરી શકે છે અથવા માનવીના તમામ જાહેર અને છૂપાંથી વાકેફ પણ છે અથવા તેના દરેક કાર્યમાં હિકમત (તત્ત્વદર્શિતા, ડહાપણ અને વિવેકશીલતા) છે અથવા તે ન્યાયી તથા ઈન્સાફ અને સમાનતાને સ્થાપિત કરવાવાળો છે અથવા બીજાઓના ડર અને લિહાજ તેમજ તેમની મદદ અને સહાયતાથી તદ્દન નિરપેક્ષ છે. સ્પષ્ટ છે કે ખુદાને ન માનવાવાળાં અને આ રીતે માનવાવાળાં પરિણામની દૃષ્ટિએ, અર્થાત્ ખુદાથી નિર્ભય બનીને રહેવા-જીવવામાં બંને પ્રકારના લોકો એક જેવા છે.

પહેલો સમૂહ એટલા માટે બેપરવા છે કે તે ખુદાને જ નથી માની રહ્યો અને બીજો સમૂહ એ કારણે નિરપેક્ષ છે કે તેણે ખુદાથી બચવા માટે અનેકાનેક ચોર દરવાજાઓ બનાવી રાખ્યા છે. આ કારણે અંબિયાએ કિરામ પહેલા સમૂહમાં તો ખુદાની આસ્થા અને વિશ્વાસ પેદા કરે છે અને બીજા સમૂહની આસ્થાઓને અને માન્યતાઓની સુધારણા કરે છે; કેમ કે જ્યાં સુધી ખુદા પર સાચું અને નક્કર ઈમાન (હૃદયપૂર્વકનો વિશ્વાસ) ન હોય અને આ ઈમાન દરેક પ્રકારના શિર્ક (અનેકેશ્વરવાદી માન્યતાઓ અને કાર્યો)થી તદ્દન પવિત્ર અને શુદ્ધ ન હોય, ત્યાં સુધી ખુદાથી તકવા એક બિલકુલ નિરર્થક શબ્દ છે. જે વ્યક્તિ ખુદાને એક માત્ર માલિક અને હાકિમ (શાસક) માની જ નથી રહ્યો, છેવટે તે તેનું આજ્ઞાપાલન અને બંદગી શા માટે કરશે ? જે વ્યક્તિ તેને અલીમ (સર્વજ્ઞાની) અને ખબીર (સર્વજ્ઞાતા) માનતો જ ન હોય, તે જાહેર અને ખાનગીમાં એ રીતે કેમ ડરતો રહે કે ક્યાંક તેની આજ્ઞાની નાની સરખી પણ અવગણના કે અવજ્ઞા ન થઈ જાય ? અને ધારી લો કે તે જાહેરમાં કોઈ કારણસર કોઈ ખુલ્લી નાફરમાની ન કરે, પરંતુ છેવટે એકાંતમાં તેનો ભય કેમ પોતાના ઉપર છવાયેલો રહેવા દે ? જે વ્યક્તિ એ વાત પર આસ્થા રાખતો જ ન હોય કે ખુદા પરમ્ ન્યાયી છે તથા ઈન્સાફ અને સમાનતાની સ્થાપના કરવાવાળો છે, તે જુલ્મ (અત્યાચાર) અને અન્યાયથી કેમ ડરશે ? જે વ્યક્તિ એ વાતને માનતો જ નથી કે ખુદાને આપણા દૈનિક જીવનથી કોઈ સંબંધ છે અને તેણે આપણા આ જીવનને હદો અને સીમાઓની અંદર પાબંદ રાખવા માટે કેટલાક કાયદાઓ

અને નિયમો ઉતાર્યા છે, છેવટે તે ખુદાથી ડગલે-ને-પગલે કેમ કાંપતો રહેશે ? જે વ્યક્તિનું એ વાત પર ઈમાન જ ન હોય કે ખુદા જ હાકિમ અલલ-ઈત્લાક (સર્વસત્તાધીશ શક્તિશાળી શાસક), બાદશાહ અને કાનૂન બનાવનાર છે; છેવટે તે પોતાની કે બીજાની હકૂમત અને કાનૂન બનાવવાના અધિકારને વિદ્રોહ કેમ સમજશે ? આ કારણે તકવા પેદા કરવા માટે સૌથી પહેલી વસ્તુ એ છે કે ખુદાની જાત, તેના ગુણો અને તેના અધિકારોનું સાચું જ્ઞાન આપવામાં આવે. તેના વગર તકવા પેદા કરવાની બધી યુક્તિઓ અને પ્રયાસો તદ્દન ઉપરછલ્લાં હશે, જેનાથી સંભવ છે કે તેનાથી ખાનકાહી (આશ્રમ-મઠોના) પ્રકારનો તદ્દન અસંતુલિત સંન્યાસ અને વૈરાગ્ય તો પેદા થઈ જશે, પરંતુ એ તકવા કદાપિ પેદા નથી થઈ શકતો, જે અલ્લાહે નક્કી કરેલ હદો અને મર્યાદાઓની પૂર્ણ કાળજી અને રક્ષા કરે અને જેને પેદા કરવા માટે અંબિયાએ કિરામ અલૈ. પધાર્યા હતા.

## ૨. આખિરતની આસ્થાની સુધારણા

બીજી વસ્તુ, અર્થાત્ આખિરતની આસ્થાનું જ્યારે અંબિયાએ કિરામ અલૈ. વિશ્લેષણ કરે છે, તો ખ્યાલ આવે છે કે લોકો કાં તો મૂળેથી મૃત્યુ પછી કોઈ જીવન અને હિસાબ-કિતાબના દિવસને માનતા જ નથી અને જો માને છે તો કેવળ એક કલ્પનાના રૂપમાં તેને સ્વીકારે છે, અને આ કલ્પના પણ તેમના અંદર ખુદા અને તેણે નક્કી કરેલ હદોના આદર અને ડર પેદા કરવા માટે તદ્દન બિનઅસરકારક છે; કેમ કે જો એક તરફ તેઓ એ માને છે કે આ જીવન પછી કોઈ બીજું જીવન છે, જેમાં પોતાના કર્મોનો જવાબ આપવો પડશે, તો બીજી તરફ (તેમણે માની લીધેલા ખુદાના) ભાગીદારો અને ભલામણકર્તાઓની ભલામણનો વિશ્વાસ પણ રાખે છે, જેમના વિશે તેમની આસ્થા છે કે તેઓ ખુદાના ત્યાં એટલો પ્રભાવ ધરાવે છે કે તેઓ પોતાના ઉપાસકોને ખરેખર માફ કરાવી લેશે. કેટલાક લોકો એવા છે, જેઓ પોતાના વંશને જ પોતાની નજાત (મુક્તિ) માટે તદ્દન પર્યાપ્ત સમજે છે. તેમનું માનવું છે કે તેમના બાપદાદાઓ ખુદાના પ્રિય હતા, તેથી તેઓ પણ અલ્લાહના પ્રિય અને વ્હાલા બની ગયા છે. તેઓ સૌપ્રથમ તો ખુદાની જહન્નમમાં જવાના નથી, અને જો તેને પાત્ર ઠરશે તો પણ વધુમાં વધુ અમુક દિવસો માટે. બીજા કેટલાક લોકો એ ભ્રમણામાં ગ્રસ્ત છે કે માનવી તો પહેલાંથી ગુનેગાર છે, તેના પવિત્ર અને મુત્તકી હોવાની કોઈ સંભાવના શેષ રહી નથી, તેથી અલ્લાહત્આલાએ માનવીની સાથે ન્યાયનો મામલો નહીં, બલ્કે દયાનો મામલો કર્યો છે અને તેની મુક્તિ માટે તેણે પોતાના પ્રિય પુત્રને મોકલ્યો, જે શૂળી પર ચઢીને તમામ મનુષ્યોનો કફ્ફારો (પ્રતિફળ) બની ગયો, હવે મનુષ્યોની મુક્તિ માટે કોઈ પરહેજગારી (સંયમ) અને તકવા (ઈશભય), કોઈપણ પ્રકારની બંદગી અને આજ્ઞાપાલનની આવશ્યકતા નથી,

કેવળ એ વાતની જરૂરત છે કે લોકો ખુદાના પુત્ર પર ઈમાન લાવે; જે તેના પર ઈમાન લાવશે, તે મુક્તિ પામશે, ચાહે તેણે એક પણ સદ્કાર્ય કે નેકી કરી જ ન હોય અને જે વ્યક્તિ તેના પર ઈમાન નહીં લાવે, તે મુક્તિથી વંચિત રહી જશે, ચાહે તેણે એક પણ બૂરાઈ કે પાપ કર્યું ન હોય. બીજા કેટલાક લોકો એવા છે, જેઓ આમ તો આખિરતને માને છે, પણ તેને એટલી દૂર સમજે છે કે તેના માટે કોઈ તકવા અને પરહેજગારીની કાળજી રાખવાનું અને તેનો પ્રબંધ કરવાનું તદ્દન વ્યર્થ સમજે છે. તેમની મુક્તિ તો થવાની જ છે, ચાહે તેમના કર્મો ગમે તેવા હોય; જેઓ આનાથી બહાર છે, તેઓ મુક્તિથી વંચિત છે, ચાહે તેઓ ગમે તેટલા સદાચારી હોય.

સ્પષ્ટ છે કે જે વ્યક્તિ આખિરતને તદ્દન માનતો જ ન હોય અને પોતાને બિલકુલ બેજવાબદાર અને નિરંકુશ સમજી રહ્યો છે, તેનાથી તકવાની અપેક્ષા તદ્દન નિરર્થક છે અને જો તે આખિરતને માને છે, પણ ખોટી ભલામણના ચક્કરમાં પડેલો છે અથવા વંશના ઘમંડ અને વિશેષ જૂથના ભેદભાવમાં લિપ્ત છે અથવા ખુદાની દયા અને ન્યાયની ધારણા તેના મગજમાં ખોટી બનીને રહી ગઈ છે, તો તેને પણ તકવાનું આમંત્રણ આપવું બિલકુલ વ્યર્થ છે. આમાંથી પ્રત્યેક ભ્રમણા તકવાના મૂળિયા ઉખેડી નાખવા પૂરતી છે. જે વ્યક્તિ એક એવી ભલામણનો વિશ્વાસ લઈને બેસેલો હશે, જે અસત્યને સત્ય અને સત્યને અસત્ય બનાવી દે, તેને ખુદાથી ડરવાની શું જરૂર ? જે વ્યક્તિ એ ઘેલછામાં ગ્રસ્ત છે કે તેને જે કંઈ મળેલું છે તે તેના વંશ અને તેના પોતાના વિશેષાધિકારનો ચમત્કાર છે, તે તેને દુનિયામાં પણ પ્રાપ્ત છે અને આખિરતમાં તેને પ્રાપ્ત હશે. તેને ખુદાની ઉપાસનાની શું પરવા હોઈ શકે છે ? એ જ રીતે કોઈના મગજમાં ખુદાની મહેરબાની અને કૃપાની એક ખોટી કલ્પના બની ગઈ છે અને તે ખુદાના ન્યાયને તેની દયા અને કૃપાનું જ પ્રાગટ્ય નથી સમજી રહ્યો, તો તે ખુદાથી ડરશે જ કેમ ? આવા લોકોમાં તકવા પેદા કરવા માટે જરૂરી છે કે તેમનામાં – ૧. સૌપ્રથમ તો આખિરતની આસ્થા અને વિશ્વાસને મજબૂત કરવો જોઈએ, ૨. બીજું એ કે એ તમામ બાકોરાઓને બંધ કરી દેવામાં આવે, જે આ આસ્થાના તમામ પ્રભાવને નિર્મૂળ કરી નાખનાર હોય; તેથી અંબિયાએ કિરામ અલૈ. આ લોકોને સૌપ્રથમ આખિરત પર ઈમાનનું આમંત્રણ આપે છે અને આખિરતના અટલ હોવા અંગે પ્રકૃતિ અને માનવીની પોતાની જાતમાંથી એવી દલીલો પ્રસ્તુત કરે છે, જેનો ઈન્કાર માત્ર એક હઠાગ્રહી વ્યક્તિ જ કરી શકે છે અને તેની સાથે એ તમામ ખોટી અંધશ્રદ્ધાઓ અને વહેમોને એક-એક કરીને જડમૂળથી નાબૂદ કરે છે, જે માનવીમાં ખોટા પ્રકારની બેદરકારી અને સાહસને જન્મ આપે છે; જેમ કે શફાઅત (ભલામણ)ની ખોટી કલ્પનાનું સ્પષ્ટ શબ્દોમાં ખંડન કરે છે કે ખુદાના ત્યાં કોઈ માણસ કે ફરિશ્તો તેની પરવાનગી વિના કોઈની ભલામણ નહીં કરી શકે અને

જેને ભલામણ કરવાની પરવાનગી આપવામાં આવશે તે ફક્ત સાચી વાત કહી શકશે, કોઈ વાત હકીકતના વિરુદ્ધ નહીં કહે અને કોઈ ભલામણ ન તો સત્યને અસત્ય કરી શકશે, ન અસત્યને સત્ય. આમ, વંશ અને જાતિ ખુદાના ત્યાં કંઈ જ કામ નહીં લાગે. ત્યાં કેવળ અમલ અને આજ્ઞાપાલનનું જ મૂલ્ય હશે. જે લોકો અમલના પ્રમાણમાં ભરપૂર હશે, તેઓ ખુદાના ત્યાં એ જ પ્રમાણમાં ઊંચેથી ઊંચો દરજ્જો પામશે, ચાહે વંશ અને પરિવારની રીતે તેમને નિમ્ન કોટિમાં ગણવામાં આવતા હોય, અને જે લોકો અમલની રીતે ખાલી હશે, તેઓ ખુદાના ત્યાં વંચિત અને અસફળ હશે, ચાહે તેમને હઝરત ઇબ્રાહીમ અલૈ. જેવા મહાનતમ્ પયગંબરના વંશજમાંથી હોવાનું ગૌરવ જ કેમ પ્રાપ્ત ન હોય. ઉપરાંત, તેઓ એ હકીકત પણ સારી રીતે સ્પષ્ટ કરી દે છે કે અલ્લાહત્આલાની દયાનો જ એ તકાદો છે કે તે એક ન્યાયના દિવસ લાવે, જેમાં મજલૂમો અને પીડિતોની દાદરસી કરે અને જાલિમો અને અત્યાચારીઓને તેમના કર્મોનો બદલો આપે; તેની દયા અને કૃપાનો એ અર્થ કદાપિ નથી કે જાલિમો અને વિદ્રોહીઓને માફ કરી દે, જો તે આવું કરે તો ન તે ન્યાયી છે, ન રહીમ (પરમ્ દયાળુ).

# ૩. શરીઅતની પુનઃસ્થાપના

આ બંને કામો કર્યા પછી અંબિયાએ કિરામ અલૈ. જ્યારે અલ્લાહત્આલાએ નક્કી કરેલ હદોનું વિશ્લેષણ કરે છે તો ખ્યાલ આવે છે કે શરીઅતની હદો અને કાયદાઓનો મોટો ભાગ તદ્દન નાશ પામ્યો છે. અલ્લાહત્આલાએ હરામ કરેલ હલાલ છે અને તેણે હલાલ કરેલ હરામ છે. જે વાત તેની દૃષ્ટિએ ઘૃણાસ્પદ હતી તે પ્રિય બની ગઈ છે અને જે પ્રિય હતી તે ઘૃણાસ્પદ બની ગઈ છે. જીવનના દરેક વિભાગમાં ભલાઈ બૂરાઈ બની ગઈ છે અને બૂરાઈએ ભલાઈની જગ્યા લઈ લીધી છે. રોજગારીમાં, અર્થતંત્રમાં, ન્યાયમાં, રાજકારણમાં, સભ્યતામાં, સામાજિક વ્યવસ્થામાં, શિક્ષણ અને પ્રશિક્ષણમાં, આદતો અને નૈતિકતામાં, ઊઠવા-બેસવામાં, હરવા-ફરવામાં, હસવા-બોલવામાં એમં દરેક જગ્યાએ શૈતાને બીજ મૂકી દીધા છે અને આખી જીવન-વ્યવસ્થા સર્જનહાર અને કુદરતની ઇચ્છાથી તદ્દન વિપરીત બનીને રહી ગઈ છે. તેથી તેઓ અલ્લાહત્આલાના આદેશથી જીવનના એક-એક વિભાગની જાંચ-પડતાલ કરે છે અને દરેક વિભાગને અપ્રાકૃતિક અને બિનઈશ્વરીય પ્રચલન અને રીત-રસમોથી બિલકુલ પવિત્ર અને શુદ્ધ કરીને તેને પ્રકૃતિ અને તદ્દન શરીઅતના અનુસાર કરે છે. અંબિયાએ કિરામ અલૈ.ના ત્યાં તકવા પેદા કરવાની આ જ રીત છે. આંહઝરત ﷺ ના જીવન પર એક ઉપરછલ્લો દૃષ્ટિપાત કરીને દરેક વ્યક્તિ આ વાતની પુષ્ટિ કરી શકે છે. મક્કાના જીવનમાં આપ ﷺ એ જે રીતે લોકોને તકવાની તાલીમ આપી છે, તેની સંપૂર્ણ વિગત મક્કી સૂરઃઓમાં જોવા મળે છે.

દરેક વ્યક્તિ આ સૂરઃઓને ઉપરછલ્લી રીતે વાંચશે તો પણ તેને તેની જાણકારી મળી શકે છે કે તે ખુદા, તેના સુંદર ગુણો અને આખિરતની દલીલો અને વૃત્તાંતોથી પૂર્ણપણે ભરપૂર છે, અને એટલા જોર અને ભારપૂર્વક તથા એટલા અનેકાનેક સ્વરૂપોમાં આ સૂરઃઓમાં તેના સૂચિતાર્થો વર્ણવવામાં આવ્યા છે કે જે લોકોને સૌપ્રથમ આ સૂરઃઓ સંભળાવવામાં આવી, તેમના માટે ફક્ત બે જ રસ્તાઓ શેષ રહી ગયા હતા કે કાં તો દાઈ (નિમંત્રક)ના આમંત્રણ પર લબ્બૈક કહે (અર્થાત્ સ્વીકારી લે) અને ગફલતના બિસ્તરોને છોડીને ખુદાની તરફ દોડી પડે અથવા તો પછી પૂર્ણ શક્તિથી આ પ્રભાવી આમંત્રણને દબાવી દેવાની કોશિશ કરે, જેણે તેમના માટે ચેનની ઊંઘ હરામ કરી નાખી છે. તેથી આ સૂરઃઓના અવતરણ પછી આખા અરબસ્તાનમાં એક વ્યક્તિ પણ ઇસ્લામી આમંત્રણ અંગે એવો નહોતો રહ્યો કે તેનાથી તેને કોઈ ફરક ન પડ્યો હોય; કાં તો તે તેનો દિલોજાનથી વિરોધી બનીને ઊભો થઈ ગયો હતો અને તેને નેસ્તનાબૂદ કર્યા વિના જાણે તેની ઊંઘ અને ખાવું-પીવું હરામ થઈ ગયું હતું અથવા એટલો સખત હિમાયતી અને સમર્થક બની ગયો હતો કે બધું જ સહ્ય હતું, પણ તકવાના વિરુદ્ધ કોઈ એક ડગલું પણ ઉઠે એ વાત અસહ્ય હતી. તકવાનો આટલો ઊંડો અને મજબૂત અહેસાસ કે ખુદાના આદેશના પાલનના માર્ગમાં પ્રત્યેક જોખમ આસાન થઈ જાય, માત્ર એ વાતનું પરિણામ હતું કે ખુદા અને આખિરત વિશે તેમનું જ્ઞાન સાફ અને શુદ્ધ થઈ ગયું હતું, એટલું સાફ કે તેના પછી તેમના માટે ખુદાની તરફ દોડી પડવા સિવાય અન્ય કોઈ રસ્તો બચ્યો નહોતો. તેઓ બેભાનવસ્થામાં ભ્રમણાની જે જન્નતમાં પડીને સૂઈ રહ્યા હતા, તેમને એકાએક દેખાયું કે આના તો ખૂણે-ખૂણામાં આગ લાગી ચૂકી છે અને હવે જો પ્રાણ બચાવવાનો કોઈ રસ્તો બાકી છે, તો કેવળ એ જ છે કે જે દરવાજા પર ઊભો રહીને પયગંબર બોલાવી રહ્યો છે, તે દિશા પકડવામાં આવે. જે લોકો બાહ્ય રૂપે દા'વત (ઇસ્લામી આમંત્રણ)નો વિરોધ કરી રહ્યા હતા, તેમનો વિરોધ એ ગભરાયેલા અને હતોત્સાહ લોકોની દોડધૂપ જેવો હતો જેઓ આગના ખતરાથી બચવા માગતા હતા, પરંતુ નજાત (મુક્તિ)ના જે રસ્તા તરફ નબી દા'વત આપી રહ્યા હોય, તેની તરફ જવાથી એટલા માટે ગભરાતા હતા કે આ રસ્તા પર ચાલીને પોતાના અહંભાવ, મમત અને પોતાની જૂઠી મનેચ્છાઓને બાકી રાખવું અસંભવ હતું અને આ કુરબાની માટે તેઓ તૈયાર નહોતા.

## ઉપરોક્ત દાવાઓ પર કુર્આનની દલીલો

આ તમામ વિગતથી બે વાતો સ્પષ્ટ થઈ; પહેલી એ કે અલ્લાહત્આલાની સાચી ઓળખ અને આખિરતનું સાચું જ્ઞાન જ માનવીના અંદર એ બેચેની પેદા કરે છે,

જેનાથી તે ખુદાની તરફ દોડી પડે છે, જે તકવાની સાચી હકીકત છે.

બીજી વાત એ કે અલ્લાહતઆલાના ગુણો અને આખિરતનું જ્ઞાન જ એ સંરક્ષક અને નિરીક્ષક છે, જે વ્યક્તિના અંદર બેસીને તેને એ વાત પર મજબૂર કરે છે કે તે ખુદાના આદેશો અને કાનૂનનું સંપૂર્ણપણે પાલન કરે અને કોઈ પણ ઠેકાણે જરા પણ હદોનું ઉલ્લંઘન ન કરે. આમ તો આ વાતો ખૂબ જ સ્પષ્ટ છે, પરંતુ કુર્આન-મજીદમાંથી અહીં કેટલીક આયતોનો ઉલ્લેખ કરીએ છીએ, જેનાથી સ્પષ્ટ થાય છે કે તકવા પેદા થવા અને બાકી રહેવાનો આધાર પૂરેપૂરી રીતે અલ્લાહતઆલાના ગુણો અને આખિરતના સાચા જ્ઞાન અને વિશ્વાસ પર છે.

સૌપ્રથમ અમે અમુક એ આયતોનો ઉલ્લેખ કરીએ છીએ, જેનાથી એ ખ્યાલ આવે છે કે તકવાનું પેદા થવું અલ્લાહતઆલાના સાચા ગુણોના જ્ઞાન પર આધારિત છે. સૂરઃ બકરહમાં તલાકના આદેશો અને કાનૂનના વર્ણન પછી ફરમાવ્યું છે :

وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ۝

"અલ્લાહથી ડરો અને વિશ્વાસ રાખો કે અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે." (સૂરઃ બકરહ, આ. ૨૩૧)

આ આયતમાં તકવાનો આદેશ આપ્યા પછી અલ્લાહતઆલાનો સર્વજ્ઞાની હોવાનો ગુણ યાદ દેવડાવવામાં આવેલ છે; કેમ કે ખુદાની હદોની પૂરેપૂરી સુરક્ષા એ જ કરી શકે છે, જે એવું માનતો હોય કે અલ્લાહતઆલાને દરેક વાતની ખબર છે. આ વસ્તુ બે વિભિન્ન પાસાઓથી માણસની અંદર તકવા પેદા કરે છે. જ્યાં પણ માણસનું નફ્સ (મન) કોઈ અપ્રમાણિકતા કે દુઃસાહસ પર ઉત્પ્રેરિત કરે છે, ત્યાં અલ્લાહના સર્વજ્ઞાની હોવાના ગુણનું સ્મરણ માણસમાં ખુદાનો ડર પેદા કરે છે અને જ્યાં પણ માણસ અલ્લાહતઆલાની હદોની પાબંદી માટે જાન-માલની બાજીઓ ખેલે છે, મુસીબતોને સહન કરે છે, નુકસાન વેઠે છે, ત્યાં એ વિશ્વાસ કે અલ્લાહતઆલા તેની આ તમામ જાંફેશાનીઓને જોઈ રહ્યો છે. આ વાત તેનામાં વિશ્વાસ અને શક્તિનો સંચાર કરે છે.

ત્યારબાદ બાળકને દૂધ પીવડાવવાના આદેશો પછી ફરમાવ્યું છે :

وَاِنْ اَرَدْتُّمْ اَنْ تَسْتَرْضِعُوْٓا اَوْلَادَكُمْ فَلَا جُنَاحَ عَلَيْكُمْ اِذَا سَلَّمْتُمْ مَّآ اٰتَيْتُمْ
بِالْمَعْرُوْفِ ۭ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۝

"જો તમે ઇચ્છો કે પોતાના બાળકોને દૂધ પીવડાવો, તો તમારા પર

કોઈ દોષ નથી, શરત એ છે કે જે કંઈ તમે વચન આપ્યું છે તે પ્રચલન અનુસાર પૂરું કરો, અને અલ્લાહથી ડરતા રહો અને યાદ રાખો કે જે કંઈ તમે કરો છો, અલ્લાહતઆલા તેને જોઈ રહ્યો છે."

(સૂરઃ બકરહ, આ. ૨૩૩)

આ આયતમાં તકવા પેદા કરવા માટે અલ્લાહતઆલાના 'બસીર' (સર્વજ્ઞ) હોવાની યાદ અપાવવામાં આવી છે. આ ગુણનું જ્ઞાન પણ માણસની અંદર એ જ બે પાસાઓથી તકવા પેદા કરે છે, જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે..

وَلْيُمْلِلِ الَّذِي عَلَيْهِ الْحَقُّ وَلْيَتَّقِ اللَّهَ رَبَّهُ

"તે લખે, અને લખાવે તે વ્યક્તિ જેના પર તેનો હક્ક બને છે અને તેણે અલ્લાહથી ડરવું જોઈએ, જે તેનો રબ છે." (સૂરઃ બકરહ, આ. ૨૮૨)

આ આયતમાં તકવા પેદા કરવા માટે અલ્લાહતઅલાના ગુણ 'રબ' અર્થાત્ તેના માલિક અને શાસક હોવાની યાદ અપાવવામાં આવી છે.

فَلْيُؤَدِّ الَّذِي اؤْتُمِنَ أَمَانَتَهُ وَلْيَتَّقِ اللَّهَ رَبَّهُ

"...તેને જોઈએ કે તે અમાનત અદા કરી દે અને અલ્લાહથી ડરે, જે તેનો રબ છે." (સૂરઃ બકરહ, આ. ૨૮૩)

بَلَىٰ مَنْ أَوْفَىٰ بِعَهْدِهِ وَاتَّقَىٰ فَإِنَّ اللَّهَ يُحِبُّ الْمُتَّقِينَ ۝

"જે કોઈ પોતાના વચનનું પાલન કરશે અને બૂરાઈથી બચીને રહેશે તે અલ્લાહનો પ્રિય બનશે, કેમ કે મુત્તકી લોકો અલ્લાહને પસંદ છે."

(સૂરઃ આલે ઈમરાન, આ.૭૬)

આ આયતમાં મુત્તકીઓને પ્રોત્સાહિત કરવા માટે અલ્લાહતઆલાના એ ગુણને યાદ કરવામાં આવ્યો છે કે તે મુત્તકીઓને પ્રેમ કરે છે.

يُؤْمِنُونَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ وَيَأْمُرُونَ بِالْمَعْرُوفِ وَيَنْهَوْنَ عَنِ
الْمُنكَرِ وَيُسَارِعُونَ فِي الْخَيْرَاتِ ۖ وَأُولَٰئِكَ مِنَ الصَّالِحِينَ ۝ وَمَا يَفْعَلُوا
مِنْ خَيْرٍ فَلَن يُكْفَرُوهُ ۗ وَاللَّهُ عَلِيمٌ بِالْمُتَّقِينَ ۝

"અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખે છે, ભલાઈની આજ્ઞા આપે છે, બૂરાઈઓથી રોકે છે અને ભલાઈના કાર્યોમાં સક્રિય રહે છે, આ જ લોકો સદાચારીઓમાંથી છે અને જે ભલાઈ પણ તેઓ કરશે, તેની ઉપેક્ષા નહીં કરવામાં આવે અને અલ્લાહ મુત્તકીઓને સારી રીતે જાણે છે." (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૧૪-૧૧૫)

અહીં તકવાના મૂળ કાર્યો પણ બતાવી દેવામાં આવ્યા છે અને આ કાર્યોમાં જે જોખમ છે, તેને સહન કરવા માટે જે વિશ્વાસ અને શક્તિની જરૂરત છે, તે પણ બે શબ્દોમાં પ્રદાન કરી દેવામાં આવેલ છે કે 'અલ્લાહ મુત્તકીઓને સારી રીતે જાણે છે.' જે લોકો તકવા કાજે કુરબાનીઓ આપશે, અલ્લાહતઆલા તેમને સારી રીતે જાણે છે, તેમની કોશિશોનો પૂરેપૂરો બદલો આપશે.

يَٰٓأَيُّهَا ٱلنَّاسُ ٱتَّقُواْ رَبَّكُمُ ٱلَّذِى خَلَقَكُم مِّن نَّفْسٍ وَٰحِدَةٍ وَخَلَقَ مِنْهَا زَوْجَهَا وَبَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيرًا وَنِسَآءً ۚ وَٱتَّقُواْ ٱللَّهَ ٱلَّذِى تَسَآءَلُونَ بِهِۦ وَٱلْأَرْحَامَ ۚ إِنَّ ٱللَّهَ كَانَ عَلَيْكُمْ رَقِيبًا ۝

"હે લોકો ! પોતાના રબથી ડરો, જેણે તમને એક જીવથી પેદા કર્યા અને એ જ જીવથી તેનું જોડું બનાવ્યું અને આ બંનેથી ઘણાં પુરુષો અને સ્ત્રીઓ દુનિયામાં ફેલાવી દીધાં, તે અલ્લાહથી ડરો જેના નામે તમે એક-બીજા પાસે મદદ માગો છો, અને રિશ્તા-નાતાઓના સંબંધો બગાડવાથી દૂર રહો, વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારા પર નિરીક્ષક છે."

(સૂરઃ નિસા, આ. ૧)

અહીં તકવા પેદા કરવા માટે અલ્લાહતઆલાએ પોતાના ગુણ 'રકીબ' (નિરીક્ષક)ની યાદ અપાવી છે, અર્થાત્ તે દરેક વ્યક્તિની અને તેના પ્રત્યેક વાણી અને વર્તનનું અત્યંત કડક નિરીક્ષણ કરી રહ્યો છે.

وَإِن تُحْسِنُواْ وَتَتَّقُواْ فَإِنَّ ٱللَّهَ كَانَ بِمَا تَعْمَلُونَ خَبِيرًا ۝

"અને જો તમે 'અહેસાન' (ઉપકાર)નો વ્યવહાર કરો અને અલ્લાહનો ડર રાખો તો વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારા વર્તનથી સુમાહિતગાર રહેવાવાળો છે." (સૂરઃ નિસા, આ. ૧૨૮)

وَلَقَدْ وَصَّيْنَا الَّذِينَ أُوتُوا الْكِتَابَ مِن قَبْلِكُمْ وَإِيَّاكُمْ أَنِ اتَّقُوا اللَّهَ ۚ
وَإِن تَكْفُرُوا فَإِنَّ لِلَّهِ مَا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ ۚ

''અને અમે એ લોકોને જેમને તમારા અગાઉ ગ્રંથ આપવામાં આવ્યો હતો અને તમને પણ એ વસીયત કરી કે અલ્લાહથી ડરો, અને જો તમે કુફ્ર (ઈન્કાર) કરશો તો યાદ રાખો કે અલ્લાહ માટે જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ જમીનમાં છે.'' (સૂરઃ નિસા, આ. ૧૩૧)

આ આયતમાં તકવા પેદા કરવા માટે એ વાત યાદ દેવડાવવામાં આવી છે કે આકાશો અને ધરતીમાં અને જે કંઈ તે બંનેની વચ્ચે છે, સૌનો માલિક અલ્લાહતઆલા છે.

وَمَن يَتَّقِ اللَّهَ يَجْعَل لَّهُ مَخْرَجًا ۝ وَيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ ۚ

''અને જે અલ્લાહથી ડરશે તેના માટે તે માર્ગ પેદા કરી દેશે અને તેને એ જગ્યાએથી રોજી પ્રદાન કરશે જયાંથી તેની કલ્પના પણ નહીં હોય.''
(સૂરઃ તલાક, આ. ૩)

તકવા પર કાયમ રહેવા માટે વિશેષતઃ એવા સંજોગોમાં, જયાં વ્યક્તિને નાણાકીય અને આર્થિક મુશ્કેલીઓનો સામનો કરવાનો હોય, આ આયતમાં અલ્લાહ-તઆલાના એ ગુણની યાદ અપાવવામાં આવી છે કે તે એ બાજુથી રોજીનો ઉપાય કરે છે, જયાંથી માણસને કલ્પના પણ નથી હોતી.

હવે એ આયતોને જૂઓ, જેનાથી ખ્યાલ આવે છે કે તકવા પેદા કરવા અને તકવા પર કાયમ રહેવા માટે આખિરતનું સાચું જ્ઞાન અને વિશ્વાસ તેમજ તેનું સ્મરણ જરૂરી છે.

وَاتَّقُوا اللَّهَ وَاعْلَمُوا أَنَّكُم مُّلَاقُوهُ ۗ وَبَشِّرِ الْمُؤْمِنِينَ ۝

''અલ્લાહથી ડરો અને યાદ રાખો કે તમે તેને મળવાના છો અને મોમિનોને ખુશખબર આપી દો.'' (સૂરઃ બકરહ, આ. ૨૨૩)

وَاذْكُرُوا اللَّهَ فِي أَيَّامٍ مَّعْدُودَاتٍ ۚ فَمَن تَعَجَّلَ فِي يَوْمَيْنِ فَلَا إِثْمَ
عَلَيْهِ وَمَن تَأَخَّرَ فَلَا إِثْمَ عَلَيْهِ ۚ لِمَنِ اتَّقَىٰ ۗ وَاتَّقُوا اللَّهَ وَاعْلَمُوا
أَنَّكُمْ إِلَيْهِ تُحْشَرُونَ ۝

"અને અલ્લાહને યાદ કરો ગણત્રીના કેટલાક દિવસોમાં, તો જે ઉતાવળ કરીને બે જ દિવસમાં પાછો ફરે તો તેને કોઈ દોષ નથી અને જેણે વિલંબ કર્યો (અને રોકાઈ ગયો) તો તેના પર પણ કોઈ ગુનો નથી. આ એના માટે છે જે તકવા પર કાયમ રહે અને તકવા અપનાવો અને યાદ રાખો કે એક દિવસે તેના સમક્ષ તમને હાજર કરવામાં આવશે."

(સૂરઃ બકરહ, આ. ૨૦૩)

وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى ۖ وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ ۖ
وَاتَّقُوا اللّٰهَ ۗ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۝

"જે કાર્યો સદાચાર અને તકવાના છે તેમાં સૌના સાથે સહયોગ કરો અને જે ગુના અને અત્યાચારના કાર્યો છે તેમાં કોઈના સાથે સહયોગ ન કરો. અલ્લાહથી ડરો, તેની સજા ઘણી આકરી છે."

(સૂરઃ માઈદા, આ. ૨)

فَكُلُوْا مِمَّآ اَمْسَكْنَ عَلَيْكُمْ وَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهِ ۖ وَاتَّقُوا اللّٰهَ ۗ
اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ۝

"તેઓ જે જાનવરને તમારા માટે પકડી રાખે તેમાંથી તમે ખાઈ શકો છો, અને તેના પર અલ્લાહનું નામ લો, અને અલ્લાહથી ડરો, નિઃશંક અલ્લાહ જલ્દી જ હિસાબ ચૂકવી દેનારો છે." (સૂરઃ માઈદા, આ. ૪)

આ તમામ આયતોમાં તકવાની માગણી કરવામાં આવી છે અને તેની સાથે એ વાત યાદ દેવડાવવામાં આવી છે કે ખુદાથી મળવાનું છે, તેના સમક્ષ એકઠાં થવાનું છે, તે કઠોર સજા આપનારો છે, ત્વરીત હિસાબ ચૂકવી દેનારો છે, કેમ કે આ જ ગુણો પર વિશ્વાસ અને તેના સ્મરણથી તકવા પેદા થાય છે.

## ચર્ચાનો સાર

આ તમામ વિગતથી એ વાત સ્પષ્ટ કરવાનો આશય છે કે અંબિયાએ કિરામ અલૈ.નું મૂળ કાર્ય જ લોકોમાં તકવા પેદા કરવાનું હતું. તેમણે પોત-પોતાના જમાનામાં લોકોને જે તકવાનું આમંત્રણ આપ્યું છે, તે તકવા આ જ હતો કે લોકો અલ્લાહની હદો

અને આદેશોના પાબંદ થઈ જાય, તેની અવજ્ઞા અને વિદ્રોહથી તૌબા કરે; ન પોતાની ઈચ્છાઓનું અનુસરણ કરે, ન એ લોકોના પાછળ ચાલે જેઓ પોતાની મનેચ્છાઓના પાછળ ચાલે છે. જીવનના તમામ વિભાગોમાં એ કાનૂનનું અનુસરણ કરે, જે અલ્લાહે ઉતારેલ છે અને એ વાતથી ડરતા રહે કે આ જીવન પછી એક બીજું જીવન છે, જેમાં દરેક વ્યક્તિને અલ્લાહની સામે પોતાના કર્મોનો હિસાબ-કિતાબ આપવો પડશે અને દરેક વ્યક્તિની નેકી અથવા બદી તેના સામે આવી જશે.

આ તકવાને પેદા કરવા માટે તેમણે લોકોમાં અલ્લાહ અને આખિરતના દિવસનો સાચો વિશ્વાસ પેદા કર્યો, અલ્લાહના સુંદર નામો અને ગુણોની શિક્ષા આપી. જે લોકો તેનો ઈન્કાર કરનારા હતા, તેમના ઈન્કારને ખોટો ઠેરવ્યો. જેઓ દ્વિધામાં હતા, તેમની દ્વિધાને દૂર કરી. જેઓ મુશ્રિક (અનેકેશ્વરવાદી) હતા, તેમના શિર્કને નાબૂદ કર્યું. ત્યાં સુધી કે જે ખુદા કેવળ આકાશના અર્શ (રાજ-સિંહાસન) પર બિરાજમાન હતો, (અલ્લાહ માફ કરે) ન જમીનના મામલાઓની તેને કોઈ જાણકારી હતી, ન તેને તેનાથી કોઈ રુચિ હતી; તે ખુદા એક અલીમ (સર્વજ્ઞાની) અને ખબીર (તમામ વસ્તુની ખબર રાખવાવાળો), સમીઅ (બધું જ સાંભળવાવાળો) અને બસીર (બધું જ જોવાવાળો), હફીઝ (શ્રેષ્ઠ સંરક્ષક) અને રકીબ (ઉત્તમ નિરીક્ષક) તથા અઝીઝ (પ્રભુત્વશાળી) અને હલીમ (અત્યંત સૌમ્ય, સહનશીલ, સ્વસ્થ) ખુદા બનીને આકાશ અને જમીનના તમામ મામલાઓનું નિરીક્ષણ કરવા લાગ્યો. જે ખુદા વિશે લોકો ફક્ત એમ સમજતા હતા કે તેણે સર્જન કર્યું અને સર્જન કરીને આ દુનિયાંના ભલા અને બૂરા મામલાઓથી અસંબંધિત થઈ ગયો છે, તે ખુદાને તેઓ એ હેસિયતથી માનવા લાગ્યા કે — એ જ એક માત્ર એકલો આ સૃષ્ટિ પર પ્રત્યેક પળે વર્ચસ્વશાળી છે, તેણે જે જે રીતે લોકોને પેદા કર્યા છે અને તેમને જીવનના સાધનો ઉપલબ્ધ કરાવ્યા છે, એ જ રીતે તેમના માર્ગદર્શન માટે પયગંબરો પણ મોકલ્યા છે અને તેમના રાહદર્શન માટે કાનૂન પણ અવતરિત કરેલ છે; અને જે રીતે તે સૌનો ઉપાસ્ય અને પૂજ્ય છે, એ જ રીતે તે સૌનો રબ, માલિક અને બાદશાહ પણ છે; અને જે રીતે તેણે જીવન પ્રદાન કર્યું છે, એ જ રીતે મૃત્યુ પછી ફરીથી જીવતાં પણ કરશે, અને આ જીવનનો હિસાબ-કિતાબ પણ લેશે, અને તે દિવસ એવો હશે કે ખુદાના ન્યાયથી કોઈ વસ્તુ તેમને નહીં બચાવી શકે, ન કોઈની મિત્રતા, ન કોઈની સિફારીશ, ન કોઈનો ફિદ્‌યા (પ્રતિફળ, બાનુ, ખંડણી) અને ન કોઈનું નુકસાની વળતર. તે એકલો માલિક હશે અને સૌ તેની રૈયત અને આધીન હશે, તે એકલો બાદશાહ હશે અને સૌ તેના તાબેદાર અને પ્રજા હશે.

આ વાતોને દિલોમાં મજબૂત બેસાડી દેવા માટે તેમણે જે રીત અને પદ્ધતિ અપનાવી, તે એક તરફ તો સર્વોત્તમ દરજ્જાની બુદ્ધિગમ્ય અને તાર્કિક હતી, અર્થાત્

તેમાં દરેક દાવાનો પુરાવો હતો, એક-એક શંકાનો જવાબ હતો, પ્રત્યેક વાંધાનું ખંડન હતું અને તે પણ બુદ્ધિ અને વિવેકપૂર્ણ રીતે, ઐતિહાસિક રીતે, પ્રકૃતિના રૂપમાં અને માનવીની જાતને અનુલક્ષીને; તેમજ બીજી તરફ સર્વોચ્ચ દરજ્જામાં વ્યવહારૂ પણ હતી, અર્થાત્ તૌહીદ (એકેશ્વરવાદ), આખિરત, રિસાલતના જે તથ્યો અને વાસ્તવિકતા સામે આવી અને તેમનો જે લોકોએ સ્વીકાર કર્યો, તેમના સમગ્ર જીવન આ જ મૂલ્યો અને સિદ્ધાંતોમાં ઢળી ગયા. ત્યારબાદ, તેમના જીવનનો કોઈ કોલ કે વ્યવહાર આ મૂલ્યો અને સિદ્ધાંતોથી વિપરીત કે ટકરાય તેવો ન રહ્યો. તેઓ પોતાના જીવનના મોટા-મોટા પ્રશ્નોથી લઈને નાનામાં નાની સમસ્યાઓ-ગૌણ વસ્તુઓ સુધી મોમિન બિલ્લાહ (અલ્લાહ પર વિશ્વાસ રાખનાર), મોમિન બિલ્-આખિરત (આખિરત પર વિશ્વાસ રાખનાર) અને મોમિન બિર્-રસૂલ (રસૂલ પર વિશ્વાસ રાખનાર) હતા. જો કોઈ જૂઠામાં જૂઠી વાત પણ તેમના જીવનમાં આ હકીકતોથી વિપરીત જોવા મળતી, તો તે કાંટાની જેમ તેમના દિલોમાં ખટકતી, અને જ્યાં સુધી તે નીકળી ન જાય ત્યાં સુધી તેઓ ચેન ન લેતા, અને કોઈ મામૂલીથી મામૂલી વાત પણ જો તેમના સામે રજૂ કરવામાં આવતી, જે આ સિદ્ધાંતો અને મૂલ્યો અનુસાર હોય, તો તેઓ તેનો એ રીતે સ્વીકાર કરતાં કે જાણે તેઓ આ ગૂમ થઈ ગયેલી મહામૂલી વસ્તુની શોધમાં કેટલાય યુગોથી કોશિશ કરી રહ્યા હતા.

# વર્તમાન પરિસ્થિતિની સમીક્ષા

આપણા સામે પણ એક દુનિયા છે, જે બગાડ અને બૂરાઈથી ભરપૂર છે, જેના તમામ વિચારો અને દૃષ્ટિકોણો સદંતર જૂઠાં અને કર્મો અને પ્રવૃત્તિઓ સદંતર વિષયાસક્ત (Sensual), ભોગવિલાસી અને સ્વાર્થી છે. ખુદા પર ઈમાન (ઈશ્વર પર આસ્થા) તો મૂળેથી જોવા જ મળતું નથી અથવા જોવા મળે છે તો તેમાં અનેકાનેક વિઘ્નો, ખલેલ અને ઊણપો અને ત્રુટિઓ છે. આખિરતને લોકો કાં તો માનતા જ નથી અથવા માને છે તો એ રીતે કે તેનું માનવું-ન માનવું બંને સમાન છે. અલ્લાહ, રસૂલ અને આખિરતનો સ્વીકાર નહીં, બલ્કે ઈન્કાર એ તેમનો દીન (ધર્મ) બની ગયો છે. વધુમાં આ ઈન્કાર અને નાસ્તિકતાનો દીન પોતાની પાછળ જબરજસ્ત ફિલસૂફી પણ રાખે છે. તેને લોકપ્રિય બનાવવા અને પ્રસાર માટે મોટી-મોટી કૉલેજો અને યુનિવર્સિટીઓ સ્થપાયેલી છે, અત્યંત વ્યાપક અસર ધરાવતી પ્રેસ અને મીડિયા છે અને પછી સૌથી વધારે તો ખૂબ જ શક્તિશાળી રાજકીય સત્તા છે, જે તમામ આદેશ અને નિષેધની માલિક, તમામ સાધનો અને માધ્યમો પર વર્ચસ્વશાળી, તમામ નફા-નુકસાનનો સ્વામી બનેલ છે. આ દુનિયામાં અમુક મુસલમાનો પણ જીવી રહ્યા છે, જેઓ નિઃશંકપણે અલ્લાહનું નામ પણ લે છે, રસૂલનો

દમ પણ ભરે છે અને આખિરતને યાદ પણ કરી લે છે; પરંતુ એ રીતે બંને સમાન છે કે વ્યવહારૂ જીવનથી અલ્લાહ અને રસૂલને બંનેએ અલગ કરી રાખ્યા છે. મુસલમાનો નામ તો અલ્લાહ અને રસૂલનું જરૂર લે છે, પણ કામ એ જ લોકોનું કરે છે, જેઓ અલ્લાહ અને રસૂલના વિદ્રોહી છે; જ્ઞાન અને વિદ્યા તેમની જ લે છે, ફિલસૂફી અને દર્શન તેમનું જ શીખે છે; સભ્યતામાં, રહેણીકરણીમાં, સામાજિક વ્યવહારોમાં નકલ એમની જ કરે છે. પોતાનું ધન, પોતાનો સમય, પોતાની યોગ્યતાઓ બધું જ તેમના પર ન્યોછાવર કરે છે, અને તે પણ જબરજસ્તીથી નહીં, બલ્કે પોતાની મરજીથી કરે છે; માત્ર કરતા જ નથી, બલ્કે તેના પર ગૌરવ પણ લે છે; અને આ ગૌરવ તેઓ પોતે એકલા જ લે તેઓ એવું પણ નથી ચાહતા, બલ્કે એમ પણ ઇચ્છે છે કે તેમની આવનારી પેઢીઓ આ ગૌરવમાં હિસ્સો મેળવે. આ લોકો ખુદાને માનવાનો હક્ક કેવળ એ જ રીતે અદા કરી દે છે કે મસ્જિદમાં તેની નમાઝ પઢી લે છે, તેના નામે અમુક ઝકાત કાઢી લે છે, બાકી તેના સિવાય જીવનના તમામ મામલાઓમાં તેઓ ગમે તે ખુદાનું આજ્ઞાપાલન કરે તેનાથી તેમના આકાશી ખુદાને કોઈ મતલબ નથી.

રસૂલને માનવાનો હક્ક તેઓ ફક્ત એ રીતે અદા કરી દે છે કે નમાઝોમાં તેમનાપર દરૂદ મોકલી દે છે, વર્ષમાં ઈદે-મીલાદનું એકાદ સંમેલન કરી દે છે, જો તેમની શાનમાં કોઈ નાની સરખી ગુસ્તાખી કોઈનાથી થઈ જાય, તો અખબારોમાં અને સંમેલનોમાં ધાંધલ-ધમાલ કરી નાખે છે; બાકી રહી એ વાત કે જીવનના તમામ વિભાગોમાં એ જ લોકો આજ્ઞાપાલનને લાયક છે અને એમની જ બતાવેલી રીત અનુસરણને પાત્ર છે અને એમની રીત સિવાય તમામ રીતો ગુમરાહી (પથભ્રષ્ટતા), બગાડ અને કુફ્ર છે, એ તેમના રસૂલ પર ઈમાનમાં દાખલ નથી.

તેઓ આખિરતને તો માને છે, અને દિલના એવા સંતોષ સાથે માને છે કે — لَن تَمَسَّنَا النَّارُ إِلَّا أَيَّامًا مَّعْدُودَةً[1] (જહન્નમની આગ તેમને અમુક દિવસોથી વધારે સ્પર્શશે નહીં). તેઓ ગમે તેટલી નાફરમાનીઓ કરે અને ગમે તેટલા ઠંડા હૃદયે કરે, ત્યાં સુધી કે જો આ નાફરમાનીઓને જ તેઓ પોતાનો અને પોતાના બાળબચ્ચાઓનો દીન પણ બનાવી લે અને આ જ દીન પર તેઓ અને તેમના વારસદારો જીવે અને મરે, તો પણ તેઓ નજાત (મુક્તિ)નાં હક્કદાર છે. આ નજાત તેમનો જન્મસિદ્ધ અને કોમી હક્ક છે; એટલે સુધી કે કેટલાય મુસલમાનો છે, જેઓ સંભવતઃ ઇસ્લામનું નામ પણ નથી જાણતા અને દીનના વાજિબાત અને ફરાઈઝ (કર્તવ્યો અને અનિવાર્યતાઓ)માંથી કદાચ એક 'ફર્ઝ' પણ કદી અદા કરવાની તેમને તૌફિક (પ્રેરણા) નહીં થઈ હોય, તેમ

૧. સૂરઃબકરહ, આ. ૮૦, સૂરઃઆલેઈમરાન, આ. ૨૪

છતાં તેઓ મુસલમાન છે !! એક એવી દુનિયામાં જો તમે તકવાની તાલીમ આપવા માંગો તો તેની સાચી રીત શું છે ?

# તકવાના પ્રશિક્ષણની ખાનકાહી રીત

એક રીત એ છે, જે આપણી ખાનકાહોએ અપનાવી રાખી છે. આ રીતની વિગત માટે અહીં અવકાશ નથી, અલબત્ત તેની વિશેષતાઓને સ્પષ્ટ કરવા માટે અમે અહીં કેટલીક વાતો દર્શાવીશું. આ પદ્ધતિની પહેલી વિશેષતા એ છે કે ખાનકાહોને ચલાવનારાઓ એ વાતના સમર્થકો છે કે જે તે સમયની રાજકીય વ્યવસ્થા ગમે તે હોય, ખુદાઈ (ઈશ્વરીય) હોય કે શૈતાની, માણસ તેનો દિલોજાનથી અનુયાયી અને આજ્ઞાંકિત અને સેવક બનીને તકવા પ્રાપ્ત કરી શકે છે; શરત એ છે કે તે તેમની શિખવાડેલ પદ્ધતિ પર અમુક અમલ અને વઝાઈફ (મંત્રજાપ)નો પાબંદ થઈ જાય.

બીજી વિશેષતા એ છે કે લોકો તકવાનો એ અર્થ નથી સમજતા કે માણસ જીવનના તમામ વિભાગોમાં અલ્લાહે નિર્ધારિત કરેલ હદોનો પાબંદ હોય તો બાકી મામલાઓમાં તેની ગમે તે હાલત હોય, તેનાથી તેના તકવામાં કોઈ ફરક પડતો નથી.

ત્રીજી વિશેષતા એ છે કે આ મહાનુભાવો તકવાની તાલીમ માટે બુદ્ધિ અને દલીલના ઉપાયને નથી સ્વીકારતા, બલ્કે ધ્યાન અને હૃદયની એકાગ્રતા અને પવિત્રતાને માને છે. શૈખનું અંતરમન અને અંતસ્થ પર વર્ચસ્વ એ તકવા પેદા કરવા માટે અસલી કારક, કારણ અને ફેક્ટર છે.

ચોથી વિશેષતા એ છે કે આ મહાનુભાવો તકવા પેદા કરવા માટે કિતાબ (કુર્આન) અને સુન્નત (પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ના કથનો અને આચરણ)ની રીતના પાબંદ નથી, બલ્કે તેમનો વધારે પડતો આધાર પોતાના અને પોતાના જેવા અન્ય લોકોના અનુભવો પર છે. જે કંઈ તેમણે મોઢેમોઢ વારસામાં મેળવ્યું છે, અથવા જે વાત તેમના દિલમાં ઘર કરી જાય તેને તકવા પેદા કરવા માટે અસલ વસ્તુ સમજે છે.

પાંચમી વિશેષતા એ છે કે તેમના તકવામાં પહેલા અને છેલ્લાની ક્રમબદ્ધતા એ જ નથી, જે શરીઅતમાં આપવામાં આવેલ છે. આ લોકો કેટલીક વસ્તુઓને ક્યારેક કોઈ મહત્ત્વ નથી આપતા, જો કે દીનમાં તે અત્યંત આધારભૂત અને સૈદ્ધાંતિક હેસિયત ધરાવે છે અને અમુક બીજી વસ્તુઓને જે મૂળ દીનમાં તદ્દન ગૌણ હેસિયત ધરાવે છે, મુખ્ય ઠરાવી લે છે. આપણી સારામાં સારી ખાનકાહોમાં તકવાની શિક્ષા-દીક્ષા આ જ વિશેષતાઓની સાથે ચાલી રહી છે. આના જ ઉપર એ ખાનકાહોને ધારી લો, જે

સામાન્ય રીતે દરેક શહેરમાં જોવા મળે છે અને દરેક પ્રકારની બિદઅતો (દીનમાં વધારાની વાતો) અને ગૌણ બાબતોનું કેન્દ્ર છે.

# અમારી રીત

આનાથી તદ્દન વિપરીત અમારું દૃઢ માનવું એ છે કે અસલી પ્રભાવી શક્તિ સમયની રાજકીય વ્યવસ્થા છે. જ્યાં સુધી તેનો પાયો તકવા પર ન હોય, ત્યાં સુધી લોકોમાં, સૌપ્રથમ તો તકવા પેદા થવો અસંભવ છે, અને જો કોઈ રીતે પેદા થઈ પણ જાય તો તેને સ્થાયી રાખવું અશક્ય છે. આ કારણે અમે સૌથી પહેલાં એ વૈચારિક વ્યવસ્થાથી સંઘર્ષ કરવો જરૂરી સમજીએ છીએ, જેના પાયા પર સમયની રાજકીય વ્યવસ્થા સ્થાપિત છે અને તેને દૂર કરીને અલ્લાહ પર ઈમાન, રસૂલ પર ઈમાન અને આખિરત પર ઈમાનના પાયા પર સ્થાપવા માગીએ છીએ. આ કાર્ય માટે અમે બુદ્ધિ અને તર્કનો માર્ગ અપનાવ્યો છે અને એ ક્રમબદ્ધતાથી, જે ક્રમબદ્ધતા પર અલ્લાહનો દીન ઉતર્યો છે, દીનની દલીલ લોકો પર કાયમ કરી રહ્યા છીએ. જે લોકો પર તૌહીદ, આખિરત અને રિસાલતના સાચા તકાદાઓ સ્પષ્ટ થઈ જાય છે, એ લોકોને અમે એક જમાઅત (સંગઠન)માં જોડાવાનું આમંત્રણ આપી રહ્યા છીએ, જેથી આ સૌ મળીને એ સામૂહિક તકવાની તરફ માર્ચ કરે, જે અસલી તકવા છે અને જેના માટે સંઘર્ષ કર્યા વગર કોઈ વ્યક્તિ પોતાના તકવામાં સંપૂર્ણ થઈ શકતો નથી. આ પદ્ધતિમાં અગ્રક્રમે એ જ છે, જેને અલ્લાહ અને તેના રસૂલે અગ્રક્રમે રાખેલ છે અને છેલ્લા ક્રમે એ જ છે, જેને અલ્લાહ અને તેના રસૂલે છેલ્લા ક્રમે રાખેલ છે. અમારી કોશિશ એ છે કે સમયની બુદ્ધિ અને તર્ક પર ઇસ્લામી આસ્થાઓ અને કાર્યોની શ્રેષ્ઠતા દરેક પાસાથી એ રીતે છવાઈ જાય કે લોકો ઇસ્લામને સમયની તમામ બીમારીઓનો ઇલાજ સમજીને તેની તરફ આગળ વધવા લાગે અને સમગ્ર માનવતાનું વ્યક્તિગત અને સામૂહિક જીવન અલ્લાહતઆલાએ કાયમ કરેલ હદોની અંદર વિતવા લાગે. દરેક વ્યક્તિ અલ્લાહને હાકિમ (સર્વસત્તાધીશ) અને બાદશાહ માને, દરેક વ્યક્તિ તેના રસૂલની રીતને નજાત (મુક્તિ)ની રીત સમજે. દરેક વ્યક્તિ પોતાને અલ્લાહતઆલા સમક્ષ ઉત્તરદાયી સમજે. અમારા નજીક તકવા પેદા કરવાની સાચી પદ્ધતિ આ જ છે. આ જ પદ્ધતિ અમે અંબિયાએ કિરામ અલૈ.ના જીવનથી સમજી છે અને યથાશક્તિ આના પર જ ચાલી રહ્યા છીએ. જે લોકો અમારી આ પદ્ધતિને અંબિયાએ કિરામ અલૈ.ની પદ્ધતિ અનુસાર જૂએ, તેઓ આ કાર્યમાં અમારા સાથે સહયોગ કરે; બાકી જે લોકો ખાનકાહી પદ્ધતિને અંબિયાએ કિરામ અલૈ.ની રીત મુજબ જૂએ છે, તેઓ ઇચ્છે તો તેને અપનાવી શકે છે.